

अनन्तलब्धिनिधानाय परमगुरवे श्री गौतमगणधराय नमोनमः

# સૂરિમંત્રકલ્પસમુચ્ચય

## ભાગ-૨

## પ્રકાશકીય

દેવ ગુરૂની અસીમ કૃપાથી શ્રી સૂરિમંત્રકલ્પસમુચ્ચયના પ્રથમ ભાગના પ્રકાશન પછી, સાત વર્ષના લાંબા ગાળા પછી તેનો આ દ્વિતીય ભાગ પ્રકાશિત કરવા અમે સમર્થ થયા છીએ. આ પ્રકાશન અંગે અમે સતત પ્રયાસ કરતા હોવા છતાં કેટલાએક એવા કપરા સંજોગો ઉપસ્થિત થયા કે જેના લીધે અમારે ખામોશ સેવવી પડી છે. જ્યારે ગ્રન્થ તૈયાર થવા આવ્યો ત્યારે જૂના મુદ્રિત દશ ફર્માનાં બંડલો રામાનંદ પ્રેસ (અમદાવાદ) માંથી છપાઈને આવ્યાંજ નહોતાં, તેમ માલુમ પડ્યું. આ કારણે ગ્રન્થનો સારો એવો ભાગ મુંબઈ મુદ્રણાલયમાં ફરીને છપાવવો પડ્યો છે.

બાળબ્રહ્મચારી, જ્ઞાનતપસ્વી પરમપૂજ્ય મુનિરાજ શ્રીજંબૂવિજયજી મહારાજ આગમ-ગ્રન્થોના સંશોધન અને સંપાદન અંગે અને અન્ય જ્ઞાનકાર્યો અંગે દિનપ્રતિદિન અત્યંત વ્યવસાયમાં રહે છે, છતાં તેઓશ્રીએ અમારી વિનંતિ સ્વીકારી સૂરિમંત્ર જેવા અત્યંત ગૂઢ અને રહસ્યમય ગ્રન્થનું અતિશય કાળજી અને ચીવટપૂર્વક વિશદ સંપાદન કરી આપવા પરિશ્રમ લીધો છે. તેઓશ્રી શ્રેષ્ઠ કોટિના સંપાદક હોવાથી સંપાદનકળામાં પારંગત છે. તેથી તેઓશ્રીએ વિષયનું વિવરણ કર્યા વિના વિષયનો સ્ફોટ પ્રસ્તાવના અને સાત* પરિશિષ્ટો વગેરેથી એવી વિશદ રીતે કર્યો છે કે તેના અધિકારીઓને જે જે કૂટ પ્રશ્નો ઉદ્ભવે તેના ખુલાસા તેમાંથી સહેલાઇથી મળે તેવો સંભવ છે. આ પ્રકારના વિશિષ્ટ સંપાદન અંગે અમે તેઓશ્રીના અત્યંત ઋણી છીએ. તેમનો મંડળવતી હું આભાર માનું છું.

પરમપૂજ્ય મુનિ શ્રીજંબૂવિજયજી મહારાજ જ્યારે કચ્છમાં વિચરતા હતા ત્યારે માંડવી મુકામે ત્રણેક માસ જેટલો સ્થિર વાસ કરીને તેઓશ્રીએ મંત્રરાજરહસ્યનું વાંચન, મનન અને નિદિધ્યાસન કરીને સોળ વિવિધ આમ્નાયના સૂરિમંત્રના યંત્રપટના આલેખન વિષે અને તેના અક્ષરદેહ વિષે બહુજ દૂરંદેશીભર્યો નિર્ણય કર્યો અને યંત્રોની પ્રાથમિક રૂપરેખા તૈયાર કરી. સૂરિમંત્રના યંત્ર વિષેના ગ્રન્થારૂઢ આમ્નાયો અનુસાર તે તે યંત્રની રેખાઓ આલેખવાનું કાર્ય થયું ન હોત તો તેના એક અતિ ઉપયોગી અંગની—યંત્રરચનાની ઉપેક્ષા થઈ ગણાત. મંત્ર-તંત્રનો વિષય કૂટ અને જટિલ હોવાથી યંત્રની મદદથી સમજૂતીપૂર્વક વિશેષ સ્પષ્ટતા કરવાની અતિ આવશ્યકતા રહે છે.

પ્રસ્તુત ગ્રન્થના યંત્રોને તથા પરિશિષ્ટોને તૈયાર કરવામાં કચ્છ માંડવીના ભાઇશ્રી ઈશ્વર-લાલ ચુનીલાલે અને તેમના પુત્રે આવશ્યક સમયનો ભોગ આપીને પૂ. મુનિ શ્રીજંબૂવિજયજીને

---

* પરિશિષ્ટ છઠ્ઠું—સંસ્થાના તે સમયના પંડિત સુબોધચંદ્ર નાનાલાલે તૈયાર કરેલું તે પ્રમાણે છપાયું છે. પરિશિષ્ટ સાતમું—અમે તૈયાર કર્યું છે. પં. ન. ન. શાહ.

પુષ્કળ સહકાર આપ્યો છે. તે માટે મંડળવતી હું તેમનો બન્નેનો આભાર માનું છું. તેઓએ જે અથાગ પરિશ્રમ લીધો છે, તે વિષે પૂજ્ય મહારાજ સાહેબે તેમની પ્રસ્તાવનામાં વિગતે ખ્યાલ આપ્યો છે.

પરમપૂજ્ય નમસ્કાર-મહામંત્ર-ઉપાસક પંન્યાસ શ્રીભદ્રંકરવિજયજી ગણિવરનો અમે ફરીફરીને આભાર એટલા માટે માનીએ છીએ કે તેઓશ્રીની સતત પ્રેરણા, સૂચન અને પ્રતો, યંત્ર વગેરે અતિ ઉપયોગી સામગ્રીની મદદ વિના આ અતિ ઉત્તમ પરંતુ વિકટ કાર્ય સાંગોપાંગ પાર ઉતારી શકાત નહિ.

સૂરિમંત્ર કલ્પસમુચ્ચયના પ્રથમ ભાગના પ્રકાશકીય નિવેદનમાં જે જે સંસ્થાઓ, જ્ઞાનભંડારો, આચાર્યભગવંતો, મુનિગણ તથા સાધ્વીગણ તેમજ વિદ્વાનોના નામોના ઉલ્લેખપૂર્વક આભાર માન્યા છે, તેમનો સર્વેનો મંડળવતી હું ફરીને અહીં આભાર માનું છું; કારણ કે તેમણે આપેલી સામગ્રીનો પ્રસ્તુત ભાગમાં પણ ઉપયોગ થયો છે.

પૂજ્ય આચાર્ય શ્રીકનકવિમલસૂરિ જ્યારે અમદાવાદમાં ચાતુર્માસ હતા, ત્યારે મંડળના પંડિત તેઓશ્રીને મળ્યા અને વિનંતિ કરી કે આપના પુરાણા જ્ઞાનભંડારમાંથી કોઈ સૂરિમંત્રનો યંત્રપટ અમને કૃપા કરીને આપો તો અમારા સૂરિમંત્ર કલ્પસમુચ્ચય નામના ગ્રન્થના દ્વિતીય ભાગમાં છપાવીએ. તે વિનંતિ ઉપરથી તેઓશ્રી જ્યારે વિજાપુર પધાર્યા ત્યારે ત્યાંના જ્ઞાનભંડારમાંથી બે યંત્રપટો અમોને પોષ્ટથી મોકલી આપ્યા. તેમાંથી એક ઉપર 'લગભગ ૪૦૦ વર્ષ પુરાણો' છે, એમ લખ્યું છે, અને બીજા ઉપર 'લગભગ ૨૫૦ વર્ષ પુરાણો' છે, એમ લખેલ છે, યંત્રપટમાં ચિત્રકારે તે તે પટ ક્યારે ચીતર્યો તે વિષે સમયકાલ જણાવ્યો નથી તેથી આ નોંધ અમે આધારભૂત માની છે. આ બન્ને યંત્રપટો આચાર્ય શ્રીકનકવિમલસૂરિએ અમોને મોકલી આપ્યા તે માટે તેઓશ્રીનો મંડળવતી હું આભાર માનું છું.

આગમપ્રભાકર સદ્‌ગત મુનિ શ્રીપુણ્યવિજયજી મહારાજ વાલકેશ્વર (મુંબઇ)ના ઉપાશ્રયમાં ચાતુર્માસ હતા ત્યારે તેઓશ્રીને અમે સૂરિમંત્રનો કોઈ પુરાણો યંત્રપટ આપવાની અનેક વખત વિનંતિ કરી હતી, ત્યારે એક વખત તેઓશ્રીએ અમને ડૉ. ઉમાકાન્ત શાહ પાસેથી પુરાણો પટ લઈ આવવાનું સૂચવ્યું. તે ઉપરથી અમે ડૉ. ઉમાકાન્ત શાહને લખ્યું. ત્યારે તેમણે અમને પંડિતશ્રી માલવણિયા પાસેથી મળશે એમ જણાવ્યું. અમે પંડિતશ્રીને લા. દ. પ્રાચ્ય વિદ્યામંદિરમાં મલ્યા અને તેમણે પૂ. મહારાજ સાહેબે કહેલો પટ કાઢી આપ્યો. તે અમે ફોટો કરાવીને પ્રસ્તુત ગ્રન્થમાં રજૂ કર્યો છે. તે માટે સદ્‌ગત મુનિ શ્રીપુણ્યવિજયજી મહારાજનો અને પંડિતશ્રીનો મંડળવતી હું આભાર માનું છું.

સાધ્વીજી શ્રીસર્વોદયાશ્રી પાસે સ્વ. આચાર્ય શ્રીવિજયભદ્રસૂરીશ્વરજીનો સૂરિમંત્રનો એક યંત્રપટ હતો તે તેઓશ્રીએ અમોને સંશોધન માટે આપ્યો હતો. તેથી તેમનો મંડળવતી હું આભાર માનું છું.

ચિત્રકાર શ્રી રમણીકલાલ શાહે પુષ્કળ પરિશ્રમ લઈને યંત્રોને પ્રાથમિક રેખાઓ ઉપરથી સુરમ્ય પ્રકારે અને શાસ્ત્રીય ઢબે ચીતરી આપ્યાં છે, તે માટે મંડળવતી હું તેમનો આભાર માનું છું.

આ ગ્રન્થનું મુદ્રણકાર્ય ત્રણ મુદ્રણાલયોમાં થયું છે. પહેલાં શ્રી ધૈર્યકુમાર શાહ દ્વારા શ્રી રામાનંદ પ્રેસ અમદાવાદમાં, બીજું શ્રીબહાદુરસિંહજી પ્રીન્ટીંગ પ્રેસ-પાલીતાણામાં અને ત્રીજું બાકીનું કાર્ય શ્રી આર્યવિદ્યાભવન-મુંબઈના એસોસીએટેડ એડવર્ટાઈઝર્સ એન્ડ પ્રીન્ટર્સ નામના પ્રેસમાં. આ પ્રકારે ત્રણ મુદ્રણાલયો હોવાથી જે જે મુદ્રણાલયે જેટલું જેટલું કાર્ય કર્યું છે તેટલા પૂરતો તેમનો આભાર માનવામાં આવે છે.

આજે જૈન મંત્રસાહિત્યમાં સૂરિમંત્ર સર્વશ્રેષ્ઠ સ્થાન ભોગવે છે. તેના અધિકારીઓ શ્રમણસંસ્થા અને આચાર્ય ભગવંતો છે. શ્રમણસંસ્થાની યત્કિંચિત્ સેવા કરવાના ઈરાદાથી પ્રસ્તુત સૂરિમંત્ર વિષે જે જે સાહિત્ય અમને જ્યાં જ્યાંથી ઉપલબ્ધ થયું તે એકત્રિત કરીને અમે અહીં સૂરિમંત્ર કલ્પસમુચ્ચયના બે ભાગમાં પુસ્તક આકારે મુદ્રિત કરાવ્યું છે. તેથી સૂરિમંત્ર વિષેની લગભગ સઘળી માહિતી એકજ ગ્રન્થના બે ભાગ જોવાથી મળી રહેશે. આ પ્રકારે સેવા કરવામાં અમોને જેઓએ જે કાંઈ નાની મોટી મદદ કરી છે તે સર્વેનો મંડળવતી હું આભાર માનું છું.

આ સેવાકાર્યમાં અમે કાંઈ ભૂલ, દોષ કે સ્ખલના કરી હોય તે સુજ્ઞ વાંચકો કૃપા કરીને અમને દર્શાવશે, તો બીજી આવૃત્તિમાં તે સર્વેને સુધારી લેવાનો પ્રયાસ કરીશું.

પ્રાંતે આચાર્ય ભગવંતો અને સાધુ ભગવંતો આ સર્વશ્રેષ્ઠ મંત્રની વિધિપૂર્વક આરાધના કરીને શ્રીસંઘનું શ્રેય કરે તેજ પ્રાર્થના.

વીલેપારલે

તા. ૮-૧-૭૬

**નરોત્તમદાસ નગીનદાસ શાહ**

પંડિત શ્રી જૈન સાહિત્ય વિકાસ મંડળ

# સૂરિમંત્રકલ્પસમુચ્ચય

## ભાગ-૨

## પ્રાક્કથન

[૧] **સૂરિમંત્ર કલ્પસમુચ્ચય**–આ સામાસિક શબ્દ છે. આમાં સૂરિ અને મંત્ર આ બે શબ્દો મૌલિક છે. પરંતુ આપણે દરેક શબ્દનો સવિસ્તર અર્થ તપાસશું.

[૨] **'સૂરિ' શબ્દનો અર્થ**–કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યે આનો અર્થ વિદ્વાન, સુધી, મેધાવી, પંડિત વગેરે કર્યો છે.[૧]

નિર્ગ્રન્થ સાધુનો અમુક ચારિત્રપર્યાય થાય અને જ્યારે તે છત્રીસ ગુણથી યુક્ત હોય, દૃઢ-વ્રતવાળા હોય, શિષ્યાદિ પરિવાર યુક્ત હોય, મુક્તિના અર્થી હોય અને સંઘમાન્ય હોય ત્યારે તે શ્રુતની અનુજ્ઞાના પાત્ર થાય છે.[૨] અને તેમનેજ આચાર્યપદ પ્રદાન કરવામાં આવે છે.[૩] ત્યારેજ તેમના નામ પાછળ સૂરિશબ્દનું—બિરૂદનું સંયોજન થાય છે.[૪] ગુણવિનાના કે અપાત્રને આચાર્યપદ પ્રદાન કરવાથી મોટી આશાતના કહી છે.

---

૧ विद्वान् सुधीः कवि-विचक्षण लब्धवर्णा,
ज्ञःप्राप्तरूप-कृति-कृष्टयभिरूप-धीराः ।
मेघावि-कोविद-विशारद-सूरि-दोष-
ज्ञाः प्राज्ञ–पण्डित-मनीषि-बुध-प्रवुद्धाः ॥३४१॥
અભિ. ચિં. મર્ત્યકાંડ શ્લોક. ૩૪૧, પૃ. ૮૫.

૨ જુઓ ધર્મસંગ્રહ ભાષાં. ભાગ. ૨. પૃ. ૪૫૩ તથા સૂરિમંત્ર કલ્પસમુચ્ચય (મંત્રરાજ રહસ્ય) પૃ. ૧૫ શ્લોક ૧૩૦

૩ આ હકીકત ઉત્સર્ગપદે કહેલી છે. અપવાદપદે તો સંઘની કે શાસનની રક્ષા માટે ઉપર્યુક્ત ગુણો પૂર્ણ ન હોય તો પણ આચાર્યપદ આપી શકાય છે. (ધર્મસંગ્રહ ભાષાં. ભાગ. ૨ પૃ. ૪૫૩ની પાદનોંધ)

૪ 'સૂરિ' શબ્દનું-બિરૂદનું સંયોજન કરતાં પહેલાં નામમાં બે પદનો ક્રમ હોય તે પશ્ચાનુપૂર્વી ક્રમથી ગોઠવાય છે. દા.ત. હંસવિજય નામ હોય તો બે પદનો ક્રમ ઉલટાવીને વિજયહંસસૂરિ તરીકે સંબોધન થાય છે. આ પ્રણાલિકા લગભગ સાર્વત્રિક છે. કોઈ પટ્ટક ઉપર હસ્તાક્ષર મૂકવા હોય ત્યારે પણ આવા ક્રમપૂર્વક સૂરિશબ્દનો પ્રયોગ થતો સાધારણ રીતે જોવામાં આવે છે. દિગંબર સંપ્રદાયમાં તો પંડિત શ્રાવકને પણ સૂરિપદ લાગે છે. જેમકે પંડિત આશાધરસૂરિ.

આચાર્યપદ વિષે વિશેષ વિવરણ આ પ્રમાણે છે:—

ઉત્તમ ધાર્મિક ક્રિયાઓને આરાધતો કોઈ સાધુ દીક્ષા લઈને ગ્રહણશિક્ષા અને આસેવન-શિક્ષા મેળવવા વગેરે ક્રમથી અમુક યોગોદ્વહન કરીને અનુજ્ઞાની યોગ્યતા પ્રાપ્ત કરે છે. તેવા મુનિરાજને અનુજ્ઞા આપવી તે સાપેક્ષ યતિધર્મ છે. તેથી તેવા સાધુને 'અનુયોગ' એટલે સૂત્રોના અર્થોનું વ્યાખ્યાન અને 'ગણ' એટલે ગચ્છ એ બન્નેની 'અનુજ્ઞા' એટલે અનુમતિ શ્રી ગુરુ તથા સંઘ આપે છે. અને તેને આચાર્યપદવીનું પ્રદાન કરવામાં આવે છે.

ઉપર્યુક્ત વિધિ સંક્ષેપથી આ પ્રમાણે છે—આચાર્યપદની અનુજ્ઞા કરવા માટે જેના મસ્તકનો લોચ કર્યો હોય તેવા શિષ્યના મુંડન કરેલા મસ્તકે ગુરુ પ્રથમ અભિમંત્રિત વાસક્ષેપ કરે.[1] ત્યારપછી બીજી ક્રિયા કરે પછી શિષ્ય ગુરુએ આપેલું આસન લઈને, ગુરુને ત્રણ પ્રદક્ષિણા દઈને વંદન કરીને ગુરુની જમણી ભુજાની પાસે આસન ઉપર બેસે. એ રીતે બેઠેલા શિષ્યના જમણા કાનમાં લગ્નવેળાએ[2] ગુરુ પરંપરાગત સૂરિમંત્રનાં પદો ત્રણવાર કહે.[3] અહીં બે પ્રક્રિયા અતીવ શ્રેયસ્કર છે. તે છે—(૧) સુગંધી દ્રવ્યોથી વાસિત અને સૂરિમંત્રથી અભિમંત્રિત ચૂર્ણનો પ્રક્ષેપ એટલે વાસક્ષેપ અને (૨) સૂરિમંત્રના પાઠનું કર્ણદ્વારા આકલન. આચાર્યપદવી પ્રદાન વિષેની[4] આ બન્ને યૌગિક પ્રક્રિયાઓ અતિગૂઢ અને રહસ્યમય છે.

---

૧ સરખાવો-તીર્થંકર 'શ્રી મહાવીર' પ્રભુએ તીર્થસ્થાપન કર્યું તે સમયની વિધિ—"ત્યારે સમયને ઓળખનાર ઈન્દ્ર ઉભા થઈને પ્રભુ મહાવીરની બાજુમાં સુગંધી રત્નોના ચૂર્ણનું ઠામ ગ્રહણ કરીને ઉભા રહ્યા. તેઓ પણ ઈન્દ્રભૂતિ વગેરે કાંઈક મસ્તક નીચું રાખીને સ્વામીની અનુજ્ઞાની રાહ જોતા એક પરિપાટીમાં ઉભા રહ્યા. 'દ્રવ્ય ગુણ અને પર્યાયવાળા **તીર્થની અનુજ્ઞા આપું છું**' એમ કહીને સ્વામીએ ગૌતમના મસ્તકે ચૂર્ણનો પ્રક્ષેપ (વાસક્ષેપ) કર્યો. અનુક્રમે બીજાના મસ્તક ઉપર પણ સ્વામીએ ચૂર્ણનો પ્રક્ષેપ કર્યો. આનંદિત થયેલ દેવોએ પણ પુષ્પનો અને ચૂર્ણનો વર્ષાદ વરસાવ્યો. શ્રી સુધર્મા લાંબો કાળ જીવવાના છે. અને ધર્મનો ઉદ્દ્યોત લાંબો કાળ કરવાના છે. તેથી તેને ધુરંધર સ્થાપી '**ગણની અનુજ્ઞા**' આપી"

(ત્રિશષ્ટિશલાકા પુરુષચરિત્ર. પર્વ ૧૦. સર્ગ. ૫. શ્લોક ૧૭૭ થી ૧૮૦ પૃ. ૭૦)

૨ लग्नवेलायां कुम्भकयोगेन-લગ્નવેળાએ કુંભકયોગપૂર્વક. નિર્વાણ કલિકા પૃ. ૯ अ

૩ अ જુઓ ધર્મસંગ્રહ. ભાષાંતર. ભાગ. ૨ પૃ.૪૫૯

આ તથા જુઓ નિર્વાણકલિકા પૃ. ૭ अ જેમાં ગુરુ મંત્રનું ઉચ્ચારણ કેવી રીતે કરે તેનો શાસ્ત્રોકત (સમયસંસ્કાર) વિધિ આપ્યો છે:—**मन्त्रमुच्चार्य श्रोत्रविवरेण स्वकीयप्राणेन सह मूलमन्त्रं शिष्यस्य हृदि सन्निवेशयेत् ।**'

૪ "આચાર્ય પુરંદર શ્રી હરિભદ્રસૂરિ આચાર્યપદવીના પ્રદાનવિષે જણાવે છે કે:—શુભ દિવસે આવા શુદ્ધ પુરુષનું નિમિત્ત અને વ્રતના યોગપૂર્વક સૂરિમંત્રવડે જે વાસ-પ્રક્ષેપ કરવામાં આવે તે યૌગિક કહેવાય" કહ્યું છે કે:—

शोभनेऽह्नि शुद्धस्य निमित्तव्रतयोगतः ।
अभिवासनमस्योक्तं सूरिमन्त्रेण यौगिकम् ।।२९९।। पृष्ठ ६९

હરિભદ્રસૂરિવિરચિત બ્રહ્મપ્રકરણ (બ્રહ્મસિદ્ધાન્તસમુચ્ચય)

[૩] સૂરિમંત્ર–મંત્રરાજ રહસ્યના શ્લોક ૧૨૭ માં ચાર મંત્રોક્તિ દર્શાવેલ છે. તે છે–(૧) 'મહતી',[૧] (૨) 'બૃહતી', (૩) 'ઉક્તા' અથવા 'ગૌતમી' અને (૪) 'ન્યાસી.' સૂરિમંત્રનો પ્રકાર 'ઉક્તા' તથા ન્યાસી છે તેની સાધના જપ, તપ અને અર્ચનાથી થાય છે.

શું અધ્યાત્મવાદીઓ મંત્રવાદી થઈ શકે છે? તેનો જવાબ ઔપપાતિક સૂત્ર આ પ્રમાણે આપે છે:—

"તે કાળ તે સમયમાં શ્રમણ ભગવાન મહાવીરના અંતેવાસી-શિષ્ય અનેક સ્થવિર ભગવંતો હતા. તેઓ જાતિસંપન્ન, કુલસંપન્ન, બલવડે વિશિષ્ટ હતા, સુંદર આકૃતિવાળા હતા, વિનયથી યુક્ત હતા; વિશિષ્ટ જ્ઞાનવાળા હતા, વિશિષ્ટ દર્શનથી-સમ્યકત્વથી સંપન્ન હતા, ચારિત્રથી સંપન્ન હતા, લજ્જાયુક્ત હતા, લાઘવગુણયુક્ત હતા, ઓજસ્વી હતા, તેજસ્વી હતા, આદેયવચનવાળા હતા, યશસ્વી હતા, ક્રોધને જીત્યો છે, માનને જીતી લીધો છે, માયાને જીતી છે અને લોભને જીત્યો છે એવા હતા, ઇંદ્રિયોને વશ કરનારા, નિદ્રા અને પરીષહોને જીતનારા હતા, જીવવાની આશા અને મરણના ભયથી મુક્ત હતા, વ્રતપાલનમાં મુખ્ય હતા, ગુણોથી મુખ્ય હતા, પિંડ-વિશુદ્ધિ આદિ ક્રિયામાં પ્રધાન હતા, મહાવ્રતોથી-ચારિત્રથી પ્રધાન હતા, ઇંદ્રિયોનું દમન કરવામાં પ્રધાન હતા, તત્ત્વનિર્ણય કરવામાં પ્રધાન હતા, સરળતામાં પ્રધાન હતા, આઠ પ્રકારના મદથી રહિત હતા, અલ્પ ઉપધિવાળા અને ત્રણ ગારવરહિત હતા, ક્ષમા પ્રધાન હતા, નિર્લોભીઓમાં પ્રધાન હતા, **રોહિણી પ્રજ્ઞપ્તિ આદિ વિદ્યાઓમાં પ્રધાન હતા, મંત્રોથી પ્રધાન હતા;** આચારાંગ આદિ શાસ્ત્રોથી પ્રધાન હતા, બ્રહ્મચર્યથી પ્રધાન હતા, નૈગમાદિ નયોનું નિરૂપણ કરવામાં પ્રધાન હતા, અભિગ્રહમાં પ્રધાન હતા, સત્યમાં પ્રધાન હતા, શૌચપ્રધાન હતા, સુંદર વર્ણવાળા હતા, લજ્જા અને તપલક્ષ્મીવડે ઇંદ્રિયોને જીતી લેનારા હતા, સાફ-શુદ્ધ-હૃદયવાળા હતા, નિદાનરહિત હતા, ઉત્સુકતારહિત હતા, સંયમ આરાધનામાં લીન હતા, મનનાં શુભ પરિણામો યુક્ત હતા, સદા સંયમમાં સંલગ્ન હતા, દાન્ત હતા, તે મુનિજનો આ **નિર્ગંથ પ્રવચનને આગળ રાખીને વિહરતા હતા.**[૨]

---

૧ મહતીના મંત્રો પાઠસિદ્ધ હોય છે. નમસ્કારમહામંત્ર પાઠસિદ્ધ કહેવાય છે. શાબરી મંત્રો આ પ્રકારે છે. (યોગબિંદુ) બૃહતીના મંત્રોની અલ્પજાપથી સિદ્ધિ થાય છે. આ વૈદિક મંત્રોના નામે પ્રસિદ્ધ છે. ઉક્તા અથવા ગૌતમી અહીં (પ્રસ્તુત ગ્રંથમાં) દર્શાવેલ છે. અને ન્યાસીના મંત્રો જે એક પદમાં અનેક દેવીઓનો ન્યાસ કરે છે, તે પણ પ્રસ્તુત ગ્રંથમાં દર્શાવેલ છે.

આ અંગે વિશેષ સમજૂતી માટે જુઓ પ્રસ્તુત ગ્રંથ પરિશિષ્ટ. ૪. પૃ. ૩૮૭, ૩૯૫.

૨ तेणं कालेणं तेणं समएणं समणस्स भगवओ महावीरस्स अंतेवासी वहवे थेरा भगवंतो जातिसंपण्णा कुल-संपण्णा बलसंपण्णा रूवसंपण्णा विणयसंपण्णा णाणसंपण्णा दंसणसंपण्णा चरित्तसंपण्णा लज्जासंपण्णा लाघवसंपण्णा ओअंसी तेअंसी वच्चंसी जसंसी जिअकोहा जिअमाणा जिअमाया जिअलोभा जिअइंद्रिया जिअणिद्दा जिअपरीसहा जीविआसमरणभयविप्पमुक्का वयप्पहाणा गुणप्पहाणा करणप्पहाणा चरणप्पहाणा णिग्गहप्पहाणा निच्छयप्पहाणा अज्जवप्पहाणा मद्दवप्पहाणा लाघवप्पहाणा खंतिप्पहाणा मुत्तिप्पहाणा **विज्जाप्पहाणा मंतप्पहाणा** वेअप्पहाणा वंभप्पहाणा नयप्पहाणा नियमप्पहाणा सच्चप्पहाणा सोअप्पहाणा चारुवण्णा लज्जातवस्सी जिइंदिया सोही अणियाणा अप्पुस्सुआ अवहिल्लेसा अप्पडिल्लेसा सुसामण्णरया दंता इणमेव **णिग्गंथं पावयणं पुरओ काउं विहरंति ।**

टीका ....... विद्या प्रज्ञप्त्यादिकाः, मन्त्राः हरिणगमेष्यादि मन्त्राः । औपपातिकसूत्रम् सूत्र १६ अभयदेवसूरिकृतवृत्तिसहितम् पत्र ३ ।

કેવળ મંત્રવાદ હોય છે; કારણ કે તેનો ઉપયોગ સ્વાર્થ માટે થવા સંભવ છે. પરંતુ કોઈ ગુણાલંકૃત સ્થવિર મુનિપ્રવરો શાસનના હિતને ખાતર તેનો પ્રયોગ કરે તો તેઓ શાસન પ્રભાવક ગણાય છે. શ્રી જિનપ્રભસૂરિએ તેમના કલ્પમાં પાંચ મંત્રપ્રભાવકનાં નામ આપ્યાં છે-**રેવતી, રોહિણી, નાગાર્જુન, આર્યખપટ અને યશોભદ્ર.** (સૂ. મં. ક. સ. પૃ. ૧૦૩)

શ્રી હેમચંદ્રાચાર્ય વિરચિત અર્હન્નામસહસ્રસમુચ્ચયમાં પણ આ પ્રમાણે નામો મળે છે, **मन्त्रवित् मन्त्रकृत्, मन्त्री, मन्त्रमूर्ति** (શ્લો. ૩૫) જે સૂચક છે.

સૂરિમંત્રની સાધના અંગે જાપ, તપ કે અર્ચના કરવાનો અધિકાર આચાર્યભગવંતોનોજ છે. પ્રસ્તુત પદવી ધરાવતા ન હોય તેવા મુનિરાજોએ વર્ધમાન વિદ્યાની સાધના કરવાની હોય છે. તેમના માટે તે પર્યાપ્ત છે. અને તેઓએ તેનાથી સંતોષ માનવાનો રહે છે. જ્યારે શ્રાદ્ધવર્ગ માટે પંચ પરમેષ્ઠિમંત્રની સાધના પર્યાપ્ત છે.

સૂરિમંત્ર, ગણિવિજ્જા (ગણિવિદ્યા), ગણભૃત્મંત્ર, ગણભૃત્વિદ્યા, આચાર્યવિદ્યા, આચાર્યમંત્ર અને મંત્રરાજ એ સર્વ એકાર્થવાચક નામો છે.

**ગણિવિજ્જા** (ગણિવિદ્યા)—શ્રી મોહનલાલ ભગવાનદાસ ઝવેરી તેમના 'મંત્રશાસ્ત્ર' નામના અંગ્રેજી ભાષામાં મુદ્રિત થયેલા પુસ્તકમાં સૂરિમંત્રનો ઉલ્લેખ કરે છે, ત્યારે **'સૂરિમંત્ર અથવા ગણિવિજ્જા (ગણિવિદ્યા)'** એવી રીતેજ જણાવે છે.[1]

**ગણભૃત્ મંત્ર**—આ માટે જુઓ મંત્રરાજ રહસ્ય શ્લોક. ૮૭.

**ગણભૃત્ વિદ્યા**—આ માટે જુઓ અનુભવ સિદ્ધદ્વાત્રિંશિકા. ૧ પ્રકરણ[2]

**આચાર્યવિદ્યા**—આચાર્ય શ્રી જીનદેવસૂરિરચિત 'જિનસ્નાત્ર વિધિ'ના શ્લોક ૩૯ની શ્રી સમુદ્રસૂરિની પંજિકામાં જણાવ્યું છે કે :—

"આ અવસરે પૂર્ણકળશને આચાર્યવિદ્યાવડે અથવા પંચ નમસ્કારવડે પરિજાપ કરીને સુગંધિત કરીને ભગવાનને સ્નાત્ર કરાવાય છે.[3]

**આચાર્યમંત્ર**—આચાર્ય શ્રી જિનપ્રભસૂરિના સિદ્ધાન્તાગમ સ્તવના ૪૫મા શ્લોકનું ત્રીજું અને ચોથું પાદ આ પ્રમાણે છે:—

**तीर्थप्रवृत्तेः प्रथमं निमित्तमाचार्यमन्त्रं च नमस्करोमि ॥ ४५ ॥** એટલે[4] કે તીર્થપ્રવર્તનનું મુખ્ય નિમિત્ત કારણ આચાર્યમંત્ર છે, તેને હું નમસ્કાર કરું છું.

---

૧ જુઓ મંત્રશાસ્ત્ર પૃ. ૧૬૧

૨ જુઓ પ્રકરણ પહેલું શ્લોક ૧૨

૩ જુઓ જિનસ્નાત્રવિધિ તથા અર્હદભિષેકવિધિ પૃ. ૩૧-૩૨

૪ જુઓ કાવ્યમાલા ભાગ ૮ મો. પૃ. ૯૪. (પ્ર. નિર્ણયસાગર પ્રેસ)

**મંત્રરાજ**–શ્રી સિંહતિલકસૂરિ સૂરિમંત્રને **મંત્રરાજ** તરીકે દર્શાવી તેના રહસ્યનું વિવરણ કરે છે.[1]

સૂરિમંત્રના મહિમાની સ્તુતિનાં અનેક સ્તોત્રો મળે છે. પરંતુ તેમાં આ. શ્રી મુનિસુંદરસૂરિનું 'સૂરિમંત્ર સ્તોત્ર' સર્વશ્રેષ્ઠ જણાય છે. તેમાં તેમણે સૂરિમંત્રને નીચે પ્રમાણે બિરદાવેલ છે:–

त्वं तीर्थकृत् त्वं परमं च तीर्थं त्वं गौतमस्त्वं गणभृत् सुधर्मा ।
त्वं विश्वनेता त्वमसीहितानां निधिः सुखानामिह मंत्रराज ॥२॥

त्वं कामधेनुः सुरपादपो वा किं कामकुम्भः सुमनोमणिर्वा ।
यदि प्रसन्नः सकलेष्टदायी श्री सूरिमन्त्रोऽसि जगत्पतिस्त्वम् ॥३॥

श्री वर्द्धमानस्य निदेशतस्त्वं प्रतिष्ठितो गौतमगच्छनेत्रा ।
सिद्धीः समग्राः शिवसम्पदश्च सर्वोग्रपुण्यफलानि दत्से ॥७॥

ભાવાર્થ–હે મંત્રરાજ! તુંજ તીર્થંકર છો, તુંજ પરમતીર્થ છો, તુંજ ગણધર ગૌતમ અને સુધર્મા છો, તુંજ વિશ્વનો નેતા છો, તુંજ ઈચ્છિત સુખોનો ભંડાર છો. ॥ ૨ ॥

હે સૂરિમંત્ર! તુંજ જગત્પતિ છો. અને જો પ્રસન્ન થા તો સકલ ઇષ્ટદાયી છો. કારણ કે તારી પાસે કામધેનુ, કલ્પવૃક્ષ, કામઘટ કે ચિન્તામણિરત્ન શું હિસાબમાં છે? ॥ ૩ ॥

શ્રી વર્ધમાન પ્રભુની આજ્ઞાથી ગણધર શ્રી ગૌતમ જે ગચ્છના (સંઘના) નેતા હતા, તેમણે તને પ્રતિષ્ઠિત કર્યો છે. સિદ્ધિ તથા સમગ્ર કલ્યાણકારી સંપત્તિઓ તથા સર્વ ઉગ્ર પુણ્યનું ફળ તું આપે છે. ॥ ૭ ॥

અહીં આપણે જણાવ્યું કે શ્રી મહાવીર પ્રભુના નિર્દેશથી શ્રી ગૌતમ ગણધરે આ મંત્રની રચના કરી; પરંતુ પરંપરા તો એવી છે કે પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવની આજ્ઞાથી ગણધર શ્રી પુંડરીકે સૂરિમંત્રની રચના કરી અને તે મંત્રની વાચના પરંપરાદ્વારા ચાલી આવે છે. તે વિષે મંત્રરાજ રહસ્યના ચાર શ્લોક ૮૭થી ૯૦ સુધીમાં આ પ્રમાણે દર્શાવ્યું છે:–

અગાઉ ભગવાન નાભેયે–શ્રી ઋષભદેવે શ્રી પુંડરીક ગણધરને ત્રણસો શ્લોક પ્રમાણ 'ગણભૃત મંત્ર' આપ્યો અને તેઓ વિદ્યાસિદ્ધ થઈને મુક્તિ પામ્યા. ૮૭

શ્રી ચંદ્રપ્રભ ભગવંત સુધી તીર્થનો ઉચ્છેદ ન થયો એટલે ત્યાંસુધી મંત્રની એક વાચના રહી. તે પછી વીર ભગવંત સુધીમાં તે ભિન્ન ભિન્ન થઈ ગઈ. ૮૮

શ્રી મહાવીરસ્વામીએ ગૌતમસ્વામીને એકસો ને વીશ શ્લોક પ્રમાણનો એ મંત્ર આપ્યો અને તેમની આજ્ઞાને વશવર્તી એવા ગૌતમસ્વામીએ આ મંત્રને બત્રીસ શ્લોક પ્રમાણનો કર્યો. પડતા કાળમાં આ મંત્રના સાડા ત્રણ શ્લોક શ્રી દુપ્પસહસૂરિ કહેશે. ૮૯-૯૦.

---

૧ જુઓ મંત્રરાજ રહસ્ય શ્લોક ૧૩૦, પૃ. ૧૫

ઉપર પ્રમાણે શ્રી સૂરિમંત્રની વાચનાના પ્રકારો જણાવવામાં આવ્યા છે.[1]

આ ઉપરથી સમજી શકાશે કે જૈન પ્રણાલિકા અનુસાર કોઇ સર્વશ્રેષ્ઠ મંત્ર અથવા વિદ્યા હોય તો તે **'સૂરિમંત્ર અથવા ગણિવિદ્યા'** છે અને તે અરિહંત ભગવંતના વિરહે જૈન-શાસનના અધિપતિ જે આચાર્ય ભગવંતો છે, તેમની સાધના માટેજ છે. જ્યારે જ્યારે શાસનનાં કોઇ મહત્ત્વનાં કાર્યો હોય અને તે માટે શાસનદેવીની સહાય જોઇતી હોય, ત્યારે ત્યારે આચાર્ય ભગવંતોએ સૂરિમંત્રનો આશ્રય લીધો છે. તેના અનેક ઐતિહાસિક આધારો આપી શકાય.

(૧) **મંત્રનું કૃત્યકારિત્વ**–મંત્રના અનુસ્મરણ-જ્ઞાનમાત્રથી કાર્યસિદ્ધિ થાય છે કે કેમ તે વિષયમાં તથા તે તે વિશિષ્ટ અધ્યયનોના પરાવર્તનથી દેવો હાજર થાય છે તે વિષયમાં ઠાણાંગસૂત્રની ટીકામાં તથા વ્યવહાર સૂત્રના ભાષ્ય અને ટીકામાં અનુક્રમે નીચે પ્રમાણે સમજૂતી આપેલી છે:–

**यच्चोक्तम्–'अनुस्मृतिज्ञानमात्रात् मन्त्रादीनां फलमुपलभ्यते' तत्र ब्रूमो–मन्त्रेष्वपि परिजपनादिक्रियायाः साधन-भावो न मन्त्रज्ञानस्य ।**

**प्रत्यक्षविरुद्धमिदमिति चेद्यतो दृष्टं हि क्वचित् मन्त्रानुस्मृतिमात्रज्ञानादिष्टफलमिति ।**

**अत्रोच्यते–न मन्त्रज्ञानमात्रनिर्वर्त्यं तत्फलं, तज्ज्ञानस्याक्रियत्वात् ।**

**इह यदक्रियं न तत्कार्यस्य निर्वर्त्तकं दृष्टं, यथाऽऽकाशकुसुमम्, यच्च निर्वर्त्तकं तदक्रियं न भवति यथा कुलालः ।**

**न चेदं प्रत्यक्षविरुद्धं, न हि ज्ञानं साक्षात्फलमुपहरदुपलक्ष्यत इति ।**

**अथ यदि न मन्त्रज्ञानकृतं तत्फलं ततः कुतः पुनस्तदिति ? ।**

**तत्समयनिबद्धदेवताविशेषेभ्य इति ब्रूमः, तेषां हि सक्रियत्वेन क्रियानिर्वर्त्त्यमेतत् न मन्त्रज्ञानसाध्यमिति ।**

आह च "तो तं कत्तो ?

[आचार्य] भणति तस्समयनिबद्धदेवओवहियं । किरियाफलं चिय जओ न मंतणाणोवओगस्स ॥१॥" त्ति,

ठाणांगसूत्र पृ. ४५. अभयदेवीयवृत्ति. प्रका. आगमोदयसमिति

અનુવાદ–જે કહ્યું છે કે "અનુસ્મરણ-જ્ઞાનમાત્રથી મન્ત્ર આદિનું ફળ પ્રાપ્ત થાય છે' તે અંગે કહેવાનું કે મંત્રોના વિષયમાં પણ જાપ વગેરે ક્રિયાજ સાધન છે. પણ મંત્રનું જ્ઞાન સાધન નથી.

[1] જુઓ પ્રસ્તુત ગ્રન્થ પૃ. ૧૦-૧૧

શિષ્ય કહે છે કે–આ વાત પ્રત્યક્ષ વિરુદ્ધ છે. કારણ કે મંત્રના સ્મરણમાત્ર જ્ઞાનથી ઇષ્ટફળ ક્યાંક દેખાય છે.

ઉત્તર–મંત્રના જ્ઞાનમાત્રથીજ થનારૂં તે ફળ નથી. કારણ કે તે જ્ઞાન ક્રિયા વિનાનું છે.

જે વસ્તુ નિષ્ક્રિય હોય તે કાર્ય કરવામાં સમર્થ હોય તેવું દેખાતું નથી. દા. ત. આકાશ-કુસુમ.

અને કાર્યસાધક હોય તે નિષ્ક્રિય નથી હોતું. દા. ત. કુંભાર

આ વસ્તુ પ્રત્યક્ષ વિરૂદ્ધ નથી. જ્ઞાન સાક્ષાત્ ફળને આપનારૂં દેખાતું નથી

પ્રશ્ન–જો તે ફળ મંત્રજ્ઞાનથી થનારૂં નથી, તો પછી તે કોનાથી થાય છે?

ઉત્તર–તે તે સમય (મંત્રશાસ્ત્ર)થી બંધાયેલા દેવતાવિશેષોથી થાય છે. કારણ કે તે સક્રિય છે. તેથી તેમની ક્રિયા દ્વારા થતું આ ફળ છે. નહિં કે મન્ત્રના જ્ઞાનથી સિદ્ધ થનારૂં.

અને તેથીજ કહ્યું છે કે 'तो तं कत्तो' તે ફળ કોનાથી થાય છે?

ત્યારે તે પ્રશ્નના ઉત્તરમાં આચાર્ય જવાબ આપે છે કે "તે સમય (મંત્રશાસ્ત્ર)થી નિબદ્ધ-થયેલા દેવતાઓ દ્વારા થનારૂં તે ક્રિયાજન્ય ફળ છે, પરંતુ મંત્રજ્ઞાનના ઉપયોગજન્ય ફળ નથી"

(ઠાણાંગસૂત્ર. પૃ. ૪૫ સૂત્ર ૬૩)

તેમજ વ્યવહાર સૂત્ર જણાવે છે કે:–

तेसिं सिरिनामा खलु, परियट्टंति एंति देवा उ ।
अंजलि मउलिय हत्था, उज्जावेत्ता दस दिसा उ ॥१०९॥
नागा वरुणो वासं, अरुणा गरुला य वीयगं देंति ।
आगंतूण य बेंति, संदिसह किं करेमि त्ति ॥११०॥

टीका–तेषामरुणोपपातादीनामध्ययनानां ये सदृशनामानः खल्वरुणादयो देवास्ते यदि तान् प्रणिधायाध्ययनानि परावर्तन्ते तदा ते अञ्जलिमुकुलितहस्ता दशापि दिश उद्द्योतयन्ति, समागच्छन्ति समागत्य च किङ्करभूताः पर्युपासते, तथा नामानो वरुणाश्च गन्धोदकादिवर्ष वर्षन्ति। अरुणो गरुडाश्च वीजकं सुवर्णं ददतः प्रत्यासन्नमागत्य च ब्रुवते सन्दिशत किं कुर्मो वयमिति ।

व्यवहारसूत्र सभाष्य उद्देश. १०. सूत्र २७. पत्र १०२ अ.

અનુવાદ–તે અરૂણોપપાતાદિ અધ્યયનોના જે સરખા નામવાળા નિશ્ચે અરૂણાદિ દેવો છે. તેઓને સ્મરીને–ધ્યાન ધરીને તેઓ અધ્યયનોનું પરાવર્તન કરે છે, ભણે છે–જાપ કરે છે. ત્યારે તે દેવો બે હાથ મસ્તકે લગાડી દશ દિશાઓને પણ પ્રકાશિત કરે છે, આવે છે અને આવીને સેવ-

કની જેમ સેવા કરે છે. તથા વરૂણ નામના દેવો ગંધોદકનો વરસાદ વરસાવે છે. અરૂણ અને ગરૂડ વીજક અને સુવર્ણ આપતા નજીક આવીને કહે છે કે આજ્ઞા આપો અમે શું કરીએ. એ પ્રમાણે.

(વ્યવહારસૂત્ર સભાષ્ય ઉદ્દેશ. ૧૦)

આ સમજૂતીઓ ઉપરથી સ્પષ્ટ થાય છે કે જૈન દર્શન જ્ઞાનક્રિયા ઉભયને માને છે.

(૨) **જાપ-બહુલતા**—પરંતુ આ વિષયનો નિર્ણય પ્રભુની નવમી પાટે થઈ ગયો છે. અને તે અંગે જે સાહિત્ય મળે છે, તે નીચે પ્રમાણે છેઃ—

મહોપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજકૃત ૩૫૦ ગાથાના સ્તવનની ૧૬મી ઢાળની ૧૯મી ગાથા નીચે મુજબ છે.

નામ નિર્ગ્રન્થ છે પ્રથમ એહનું કહ્યું,
પ્રથમ અડ પાટ લગે ગુરૂ ગુણે સંગ્રહ્યું।
મંત્ર કોટી જપી નવમ પાટે યદા,
તેહ કારણ થયું નામ કોટિક તદા. ॥૧૯॥

ભાવાર્થ–પ્રભુથી પ્રથમ આઠ પાટસુધી નિર્ગ્રંથ ગચ્છ રહ્યો. અને નવમી પાટે એક ક્રોડ (કે સવા ક્રોડ) વાર સૂરિમંત્રનો જાપ કરનાર આચાર્ય શ્રી સુસ્થિતસૂરિ આવ્યા. તેનાથી કોડિય અથવા કોટિક ગણ શરૂ થયો.

કોટિક ગણનો પ્રારંભ કરનાર આ. સુસ્થિતસૂરિ તથા આ. સુપ્રતિબદ્ધસૂરિના સંતાનીય અનુક્રમે ત્રીજા શ્રી આર્ય વજ્રસ્વામી થયા. અને તેના નાગેન્દ્રકુલ તથા ચંદ્રકુલ વગેરે ઉપકુલો હતાં.

આજે જે જે શ્રમણસંઘો, ગચ્છો, શ્રમણો વિદ્યમાન છે. તે દરેકે દરેક કોડિય ગણ, વયરી શાખા અને ચાંદ્રકુલનાજ છે. અને જ્યારે દીક્ષા આદિ પ્રસંગ હોય ત્યારે તે પ્રમાણે ગણ, શાખા અને કુલનું ઉચ્ચારણ થાય છે.

આ. શ્રી મુનિસુંદરસૂરિ મહાન મંત્રસિદ્ધ હતા. તેમણે સૂરિમંત્રની સાધના ૨૪ વખત કરી હતી અને દરેક વખતે રાજા તરફથી અમારિપડહ જાહેર કરવામાં આવતો હતો.

પૂજ્ય શ્રી બાપજી મહારાજ અથવા આચાર્ય શ્રી સિદ્ધિસૂરીશ્વરજી મહારાજે તેમની છેલ્લી અવસ્થા પર્યંત સૂરિમંત્રનો લાખોની સંખ્યામાં જાપ ચાલુ રાખ્યો હતો. તેથી તેમનું વચન અમોઘ બન્યું હતું, વાસક્ષેપ રોગ-વ્યાધિહર બન્યો હતો અને તેમને સંઘસ્થવિરપદ સહેજે પ્રાપ્ત થયું હતું. અને આધુનિક કાળમાં આ. શ્રી વિજય ભદ્રસૂરીશ્વરજી પણ તેમની અતિવૃદ્ધ શત શરદથી અધિક ઉમ્મરે પણ તેજ પ્રમાણે આરાધના કરી રહ્યા છે.

શ્રી ભક્તામર સ્તવની ગાથાઓ સૂરિમંત્રોના પદોથી ગર્ભિત છે. તેમજ સંતિકર સ્તોત્ર સૂરિમંત્રના અધિષ્ઠાયકોના સ્મરણરૂપ હોવાથી મહામાંગલિક ગણાય છે. આજે પણ આચાર્યપદ પ્રાપ્ત કરનાર પ્રત્યેક સૂરિ સૂરિમંત્રનું આરાધન કરી રહ્યા છે. એટલે કે જાપ, તપ તથા અર્ચના કરી રહ્યા છે.

[૪] કલ્પ–कल्पे-विधिक्रमौ (अभिधानचिं. श्लो. ३९)–જે કૃતિમાં કોઇ મંત્ર અથવા વિદ્યાની વિધિ અને ક્રમ આવે તે કલ્પ કહેવાય.

[૫] સમુચ્ચય–એ સમાહાર અથવા સમૂહ છે.

[૬] સૂરિમંત્ર કલ્પ સમુચ્ચય–પ્રસ્તુત ગ્રન્થના બે ભાગમાં સૂરિમંત્ર વિષે વિધિ-ક્રમવાળા કલ્પોનો સમૂહ મુદ્રિત કરવામાં આવ્યો છે. તે બન્ને ભાગોના વિષયાનુક્રમ જોવાથી સમજાશે.

[૭] ઐતિહાસિક આધારો–પૂર્વાચાર્યોએ ધર્મશાસનના અભ્યુદય માટે સૂરિમંત્રની શક્તિનો ધર્મશક્તિરૂપે જે જે ઉપયોગ કર્યો છે, તે અંગે જે જે આધારો અથવા વિશિષ્ટ વિગતો અમને ઉપલબ્ધ થઇ છે, તે અહીં હવે પછી અનુક્રમે દર્શાવીએ છીએ:–

૧ (अ) "ભૂપાલ શ્રી કુમારપાલે એક વખતે ગુરુ મહારાજને પૂછ્યું કે હું કોણ છું, પૂર્વભવમાં કોણ હતો અને ભવિષ્યમાં કોણ થઇશ, સિદ્ધરાજે મને પુષ્કળ સહન શા માટે કરાવ્યું અને દ્રોહ કેમ ચડાવ્યો? અમાત્ય ઉદયનનો ભેટો કેવી રીતે અને આપશ્રીનો મારા ઉપર વાત્સલ્યભાવ કેવી કેવી રીતે? એ પૂર્ણ સત્ય છે કે પૂર્વભવના કાંઈ સંબંધ વિના કોઈનું અને ક્યાંયથી વૈર કે મૈત્રી થતી નથી. કોઈ પણ જ્ઞાનથી જાણીને કૃપા કરીને મને આ વિષે તથ્ય સમજાવો; કારણ કે આપ જેવા શક્તિશાળી વિના કોઈ મારા આ સંશયનું નિવારણ કરી શકે તેમ નથી.

આચાર્ય ભગવંતે કહ્યું કે "આ કાળે આવું જ્ઞાન કોઇને નથી, તો પણ દેવી આદિના આદેશથી સઘળું કહી શકાશે." કુમારપાલ ભૂપાલ ત્યાંથી ગયા પછી આચાર્યશ્રી ત્યાંથી વિહાર કરી સિદ્ધપુર જઇને પવિત્ર સરસ્વતી નદીને તીરે કોઇ સ્થાનમાં રહ્યા. મંત્રમય સ્નાનથી[1] દેહને પવિત્ર કરીને ધ્યાનમાં ઉદાર ચિત્તવાળા તેઓએ **સૂરિમંત્રનો** ત્રણ દિવસ જાપ કર્યો. ત્યારે સૂરિમંત્ર-પીઠપંચકની પ્રધાન અને પ્રકાશરૂપ અધિષ્ઠાત્રી દેવી **શ્રી ત્રિભુવનસ્વામિની દેવી** તેમની પાસે પ્રગટ થયાં. દેવી બોલ્યાં "હે સૂરિપ્રવર! શું કાર્ય છે કે મારું ધ્યાન ધર્યું?" "હે દેવિ! દિવ્ય નેત્રવડે સારી પેઠે નિરીક્ષણ કરીને ચૌલુક્યભૂપતિ શ્રીકુમારપાલનો ભૂતકાળનો અને ભવિષ્યકાળનો ભવ મને કહો"

હથેળીમાં મોતીની જેમ જે ખરેખર સમગ્ર વસ્તુ જાણે છે તેવી તે દેવીને સૂરીશ્વરે જે પૂછ્યું તેનો ઉત્તર આપીને તે પોતાના સ્થાને ગઈ. પછી સૂરીશ્વરે સવારે પોતાને સ્થાને આવીને પારણું કર્યું અને ભૂપાલને તેના ભવનો વૃત્તાંત કહેવો શરૂ કર્યો[2]

---

૧ स्नानं मनोमलत्यागः મનના મેલનો ત્યાગ કરવો-મનઃશુદ્ધિ કરવી એજ (તાત્ત્વિક) સ્નાન છે

૨ કુમારપાલ-ભૂપાલચરિત્ર મહાકાવ્ય. રચનાર-શ્રી જયસિંહસૂરિ. દશમો સર્ગ. પૃ-૨૦૮

(આ) આ વિષયમાં કેટલીક વિશેષ વિગત આ પ્રમાણે મળે છે:—એક સમયે શ્રીકુમારપાલે આચાર્ય શ્રીહેમચંદ્રસૂરિને પોતાના પૂર્વભવનું સ્વરૂપ પૂછયું. ત્યારે આચાર્યશ્રી સિદ્ધપુર ગયા. પ્રાચીમાધવ પાસે શ્મશાનભૂમિમાં ઉપવાસ કરેલા ચાર શ્રાવકોને ચાર દિશામાં અને તપોધન ચાર મુનિરાજોને ચાર વિદિશામાં સ્થાપીને પોતે શ્રીત્રિભુવનસ્વામિની વિદ્યાને સ્મરી. દેવીએ પૂછયું "શા માટે સ્મરણ કર્યું છે" તે કહો, ત્યારે તેઓશ્રીએ કુમારપાલ ભૂપાલનો ભવ પૂછયો.[1]

૨ એક વખત ગુરૂ મહારાજ પાસે ચૌલુક્યભૂપ બેઠા હતા. ત્યાં પૂજારીએ આવીને વિજ્ઞાપના કરી કે નવરાત્રિના દિવસોમાં દેવતાનું પૂજન કરવું પડશે.

કંટેશ્વરી આદિક ગોત્રદેવીઓ છે. એમની સપ્તમી, અષ્ટમી અને નવમી એમ ત્રણ દિવસની પૂજા અર્થે સાતસો, આઠસો અને નવસો મળીને એકંદર ચોવીસસો બકરાં અને સાત, આઠ અને નવ મળીને ચોવીસ પાડા પ્રતિવર્ષે રાજ્ય તરફથી આપવામાં આવે છે. એ પ્રમાણે આજે પણ અપાવી દ્યો કે જેથી એ દેવતાઓનું પૂજન રૂડી રીતે ઉકલી જાય. નહિંતર એઓ કોપાયમાન થશે અને કંઈ કંઈ વિઘ્નો ઉપસ્થિત કરશે.

ભૂપાલે ગુરુ મહારાજને પૂછયું કે કેમ કરશું? ગુરુ મહારાજ બોલ્યા કે દેવતાઓ પશુઓને મારતા નથી, તેમજ માંસ પણ ખાતા નથી. એ વિષે જિનવાણી પ્રમાણ છે.

માગણી પ્રમાણે પશુઓને દેવીના મંદિરમાં પૂરીને બહાર રક્ષકો બેસાડ્યા. જ્યારે દેવીએ એક પણ પશુને કાંઇ ઇજા કરી નહિં ત્યારે ભૂપાલે દુષ્ટ પૂજારીઓને બોલાવી કઠોર વચનો કહી પુનઃ નજરે નહિં પડવા આદેશ આપ્યો.

પછી કુમારપાલ રાજાએ સર્વ જાનવરો વેચાવી ઉપજેલ દ્રવ્યનું કુળદેવીઓને નૈવેદ્ય ધરાવ્યું.

દશમીની રાત્રે પોતાના મહેલમાં ઉપવાસ કરેલા શ્રી કુમારપાલભૂપાલે જિનેશ્વરનું સ્મરણ કરીને મુનીંદ્રની જેમ ધ્યાન ધર્યું. ત્યારે પ્રકાશમાન કંટેશ્વરી દેવી હાથમાં ત્રિશૂલ લઇને આકાશમાર્ગે આવતી જોઇ. તે દેવી બોલી કે નેત્ર ખોલીને જો "હું કંટેશ્વરી તારા કુલની દેવતા છું. પશુ આદિ દેવાનો તારા કુળનો જે ક્રમ હતો તે તેં અવગણ્યો છે. જો શ્રેયની ઇચ્છા હોય તો પ્રસાદ ધરાવ નહિતર તને ભસ્મીભૂત કરી દઇશ." જ્યારે રાજાએ ગણકાર્યું નહિં, ત્યારે માથામાં ત્રિશૂલ મારીને દેવી અંતર્ધાન થઇ ગઈ.

તે ત્રિશૂલના ઘાતને લઇને રાજાના પ્રત્યેક અંગે કોઢ નીકળી આવ્યો. દેવતા રૂઠે ત્યાં સારાની આશા હોય પણ ક્યાંથી? રાજાની નાસિકા જાણે બેસી ગઈ હોય, કાન જાણે ત્રુટી પડ્યા હોય, આંગળીઓ અને નખ પણ જાણે નીકળી પડ્યા હોય, એવું થઇ ગયું. ગુમડું ફુટે છે અને એમાંથી પરુ-નીકળવા માંડે છે તેમ એના આખા શરીરમાંથી રસી સ્રવવા લાગી, અને એનો વર્ણ કીલ જેવો શ્યામ થઇ ગયો.

---

૧ पुरातनप्रबन्धसंग्रहे–कुमारपालभवप्रबन्धः (૨૮ B) સંપાદક–શ્રીજિનવિજય.

અંગે અંગે કોઢ નીકળેલો જોઇ ધર્મિષ્ઠ રાજાને સંસાર પર અને નિજ દેહ પર વિરક્ત-ભાવ ઉત્પન્ન થયો. એટલું કે અર્હત્‌ના ધર્મ ઉપર લેશમાત્ર અરૂચિ ન થઈ. એ મહાન્ બુદ્ધિમાન હતો. એટલે જે થયું છે તે સર્વ કર્મોની રચના છે, એમ સમજી કુલદેવી પર પણ ક્રોધ ન કર્યો.

પછી સમતા ધારણ કરી મંત્રી ઉદયનને બોલાવ્યો અને દેવીનો સર્વ વૃત્તાંત કહી સંભળાવી પોતાનું શરીર એને બતાવ્યું. મંત્રી તો આ જોઇ બહુ ખિન્ન થયો. કેમકે મહાપુરૂષોને માથે વિપત્તિ આવી પડે છે, તેથી સર્વ કોઈને ક્લેશ થાય છે.

ભૂપતિએ કહ્યું ઉદયન! આ કોઢ નીકળ્યો તેથી મને જેટલો સંતાપ નથી થતો એટલો સંતાપ, મારે લીધે શ્રી જિનપ્રભુના ધર્મ પર વૃથા લાંછન આવશે, એવા વિચારને લીધે થાય છે.

ચૌલુક્યરાયનો આપઘાત કરવાનો નિશ્ચય જાણી શાણો ઉદયન ત્યાંથી આચાર્ય શ્રી હેમચંદ્ર-ને ઉપાશ્રયે ગયો અને સર્વ વૃત્તાંત એમને નિવેદન કર્યું. આચાર્ય તો અનેક વિદ્યાઓના જાણકાર હતા. એટલે એમણે મૃત્યુની વાત કોરે મુકાવીને એની પાસે સહેજ ઉષ્ણ એવું જલ મંગાવ્યું અને એ **સૂરિમંત્રથી** મંત્રી આપ્યું અને પોતેજ અમાત્યને આપ્યું. સાથે સૂચના આપી કે આ જળના સ્પર્શમાત્રથી રાજાનો વ્યાધિ જતો રહેશે, રવિના લેશ પણ પ્રકાશથી અંધકાર જતો રહે છે એમ.

અમૃતના દાયાદ ભાઇ જેવું આ જળ સંભાળપૂર્વક લઈ ઉદયન મંત્રી રાજા પાસે ગયો. અને આ ગુરૂશ્રીએ મોકલાવ્યું છે એમ કહી એ વડે એના આખા શરીર પર અભ્યંગ કર્યો એટલે તો સિદ્ધરસથી લોહ સુવર્ણ બની જાય છે એમ એ પણ સુવર્ણ (સુંદર વર્ણયુક્ત) બની ગયું. જળના યોગથી દેહ પૂર્વના કરતાં પણ અધિક તેજસ્વી થયો તે જોઇ રાજાના હર્ષ અને આશ્ચર્યનો પાર રહ્યો નહિં અને અમાત્યે કહ્યું કે આચાર્ય ભગવંતનો કેવો આશ્ચર્યકારક પ્રભાવ છે[1]!

૩. ડીસા નગરમાં ચાતુર્માસિક સ્થિરતા કરીને રહેલા શ્રી હીરવિજયસૂરિ પોતાની પાટે કોઇ યોગ્ય શિષ્યને સ્થાપન કરવા ઇચ્છતા **સૂરિમંત્રના** જપ-ધ્યાનમાં લીન બન્યા. ત્યારે તે નગરના સ્વામીએ સમગ્ર નગરમાં પશુ, પક્ષી આદિ સમસ્ત જીવોની હિંસાનો નિષેધ કરાવ્યો અથવા અમારિપ્રવર્તન કરાવ્યું.

શ્રી ગૌતમસ્વામીનુ હૃદયકમળમાં સ્મરણ કરનારા હીરવિજયસૂરિના ઉપવાસ, છટ્ઠ, અટ્ઠમ, આયંબિલ આદિ અનેક પ્રકારની તપશ્ચર્યાઓમાં તેમજ મુદ્રાઓ તથા આસનો આદિની વિવિધ પ્રકારની ક્રિયાઓવડે **સૂરિમંત્રના** જાપમાં ઘણા દિવસો વ્યતીત થયા. તે વખતે શરદ્‌ઋતુ આવી.

સંધ્યાકાલીન સર્વે આવશ્યક ક્રિયાઓ કરી લીધા પછી ધ્યાનમાં આચાર્ય શ્રી હીરવિજયસૂરિએ દેદીપ્યમાન કિરણોવાળા ચંદ્રના ઉદયને જોયો. રાત્રિના મધ્યભાગમાં શ્રી હીરવિજયસૂરિ **સૂરિમંત્રના** ધ્યાનમાં નિશ્ચલ બન્યા.

---

૧ કુમારપાલભૂપાલચરિત્ર મહાકાવ્ય જયસિંહસૂરિકૃત. સર્ગ ૭, પૃ. ૧૫૫ અ થી ૧૫૭ અ.

ધ્યાનના સમયે સૂરીન્દ્ર પદ્માસને બેઠા હતા. વક્ષઃસ્થલની સમીપ હસ્તકમલમાં-સૂરિજીના હાથમાં શ્વેતવર્ણીય જપમાલા શોભે છે. એકાંતમાં સૂરિમંત્રનો જાપ કરતા શ્રી હીરવિજય-સૂરિએ જિનશાસનની અધિષ્ઠાયિકા શાસનદેવીનું હૃદયમાં ધ્યાન કર્યું. ધ્યાનના પ્રભાવે અર્ધરાત્રિના સમયે શાસનદેવીનું આસન કંપાયમાન થયું. અવધિજ્ઞાનવડે ધ્યાનસ્થ એવા શ્રી હીરવિજયસૂરિને જોઇને શાસનદેવીએ આનંદ અનુભવ્યો. અને ધ્યાનસ્થ શ્રી હીરવિજયસૂરિની આગળ અલંકારાદિવડે વિભૂષિત શરીરવાળી જૈનશાસનની અધિષ્ઠાયિકા દેવી પ્રત્યક્ષ થઈ.

કાંઇક નિદ્રાધીન લોચન હોવા છતાં પણ આચાર્ય મહારાજ જાગૃતિવાળા બની ગયા. **સૂરિમંત્રના** જાપની જાણે સિદ્ધિ ન હોય તેમ સ્વપ્નાવસ્થામાં પણ શાસનદેવી આચાર્ય આગળ પ્રગટ થઇ.

શ્રી હીરવિજય સૂરીશ્વર પાસે શાસનદેવી બોલી, હે પ્રભો ! જે કારણથી મને બોલાવી છે તે કારણ મને કહો. શાસનદેવીને સૂરીશ્વરે કહ્યું. મારા તેવા કેટલા શિષ્યો છે, જેઓની બુદ્ધિપ્રતિભા ચક્ષુને અગ્રાહ્ય છે, પાર-અંત નથી જેનો એવા સિદ્ધાંતરૂપ સમુદ્રની નાવસમાન પારગામી હોય? હે દેવી! આ શિષ્યોમાં કયો શિષ્ય મારા પટ્ટ ઉપર અભ્યુદયને પમાડનાર (જગપ્રસિદ્ધિને પમાડનાર) છે? દેવીએ આચાર્ય મહારાજને કહ્યું કે હે પ્રભો! તમારા શિષ્યોમાં **જયવિમલ** નામના છે, તે તમારા પટ્ટની ધુરાને ધારણ કરશે.

આ જયવિમલ ગચ્છભારને વહન કરનાર—ગચ્છપતિ બનાવ્યાથી કોઇ અદ્ભુત—જગતને આશ્ચર્ય કરનારી ઉન્નતિ થનાર છે. દેવીવડે આમ વર્ણવાતા જયવિમલને સાંભળી સૂરીશ્વર ખુશ થયા.

હે સૂરીન્દ્ર! તમે ઘણા વખત સુધી જય પામો એમ સ્તુતિ કરી નમસ્કાર કર્યો. પછી જવાની વખતે દેવીને આચાર્ય મહારાજે ધર્મલાભરૂપી આશીર્વાદ આપ્યો.

સૂરિજીને નમસ્કાર કરીને સૂરીશ્વરના દર્શનથી ઉત્પન્ન થયેલ છે અત્યંત હર્ષ જેને એવી તે દેવી ક્ષણમાત્રમાં વિજળીની માફક અદૃશ્ય થઇ ગઇ.*

**[૧૦] મંત્ર, યંત્ર અને તંત્ર**—ઉચ્ચ કોટિનો મંત્ર હોય તો તેના પૂજન અર્ચન માટે યંત્ર હોય છે. મંત્ર એ દેવ છે, તો યંત્ર એ દેવગૃહ છે તેમ સમજાય છે. અને જ્યારે મંત્ર અને યંત્ર સ્થાપિત થાય ત્યારે તેના વિધિ-વિધાન અને ક્રમ માટે તંત્ર એટલે શાસ્ત્ર પણ હોય છે. આ પ્રમાણે ત્રિપુટીના જ્ઞાન—ક્રિયાથી મંત્રની સાધના પરિપૂર્ણ કરાય છે. સૂરિમંત્ર-યંત્રના અનેક પ્રકાર હોવાથી જે જુના પટોમલ્યા અને જેના ફોટા પડાવી શકાયા તે આ ગ્રંથને અંતે આપ્યા છે. અને જેના જેના વિષે આમ્નાયો જ પ્રસ્તુત ગ્રંથમાંથી પ્રાપ્ત થયા તે ચિત્રકાર પાસે પૂ. મુનિ શ્રી

* હીર સૌભાગ્ય મહાકાવ્ય—શ્રી દેવવિમલગણિવિરચિત. સર્ગ ૭, શ્લો. ૪-૫-૬-૯૪, સર્ગ ૮, શ્લો. ૧ થી ૧૦, સર્ગ ૯. શ્લોક ૨ થી ૨૮.

જંબૂવિજય મહારાજની સમજ પ્રમાણે આલેખન કરાવી આ ગ્રન્થને અંતે આપવામાં આવ્યા છે. યંત્ર આલેખનની સર્વસાધારણ વિધિ આ પ્રમાણે છે:—

**સૂરિમંત્રના પટ (યંત્ર) ના આલેખનમાં અનેક વિવિધતાઓ જોવા મળે છે.**

કોઈ પટમાં ૧૩ લબ્ધિપદો, કોઇ પટમાં ૨૪ લબ્ધિપદો તો કોઇ પટમાં તેથી વિશેષાધિક લબ્ધિપદો પણ હોય છે.

પટમાં પીઠોની સંખ્યામાં પણ ન્યૂનાધિકતા જોવા મળે છે. કોઇક પટમાં છ પીઠ, કોઇક પટમાં પાંચ પીઠ તો કોઈ પટમાં સાત પીઠ પણ દૃષ્ટિગોચર થાય છે.

આ બધી વિવિધતાઓ આમ્નાયને આધીન છે. જે પરંપરાઓમાં જે જે રીતે સૂરિમંત્રો ગુરુદ્વારા પ્રાપ્ત થયા તે પરંપરાઓમાં તે તે રીતે સૂરિમંત્રોનું સ્મરણ ચાલુ થયું.

સૂરિમંત્રનું નિત્ય પૂજન કરવાનું વિધાન થતાં તે માટેના પટોનું આલેખન પણ શરૂ થયું અને તેથી તે પટોમાં પણ વિવિધતાઓ દેખાવા માંડી.

આજે અતિ પ્રાચીન સૂરિમંત્રના પટો પ્રાપ્ત થતા નથી, પરંતુ જે પટો પ્રાપ્ત થાય છે તે પટોનું અધ્યયન કરતાં એમ સમજાય છે કે તે તે આચાર્ય ભગવંતે પોતપોતાના પૂજાવિધાન માટે પ્રસ્તુત પટોનું આલેખન કરાવેલ છે. પટમાં પૂજક આચાર્યનું અભિધાન પણ જોવા મળે છે. અને તેમની શાંતિ-તુષ્ટિ-પુષ્ટિ કરવાની પ્રાર્થના પણ કરેલી જોવા મળે છે, જે ઉપરની વાતને દૃઢ કરે છે.

પટોમાંની આ બધી વિવિધતાઓને બાજુએ રાખીએ અને આના આલેખનના પ્રકાર અંગે વિચારણા કરીએ તો એટલું નિર્ણીત થાય છે કે પટોના આલેખન અંગે સર્વસંમત એક વિધિ હતી. જેને જેમ ઈચ્છા થાય તેમ પટનું આલેખન નહોતું થતું. પરંતુ એક માન્ય પરંપરા અનુસાર થતું હતું.

સાધારણ રીતે એક કેન્દ્ર બિન્દુ નિર્ણીત કરીને તેનાથી એક વિશાળ સીમાનો નિર્ણય કરતું વલય દોરવામાં આવતું જેને પ્રથમ વલય તરીકે સ્વીકારવામાં આવેલું છે. અને ત્યાં લબ્ધિપદોનું આલેખન કરાતું.

તે પછી કેન્દ્ર બિન્દુને કાયમ રાખીને પ્રથમ વલયથી નાનું બીજું વલય દોરવામાં આવતું. જેને બીજા વલય તરીકે સ્વીકારવામાં આવેલું છે. ત્યાં દ્વિતીય પીઠના મંત્રાક્ષરોનું આલેખન કરાય છે. આ રીતે એકની અંદર બીજું અને તેની અંદર ત્રીજું એ પ્રકારે પાંચ સાત જેટલાં વલયો હોય તેટલાં આલેખાય છે. સૌથી છેલ્લું વર્તુલ જે કેન્દ્ર બિન્દુથી નજીક હોય તે ગર્ભગૃહ કહેવાય છે. અને તેમાં મંત્રરાજનું આલેખન થાય છે.

કોઈ કોઈ યંત્રોમાં ગર્ભગૃહની અંદર ષટ્કોણ આકૃતિનું આલેખન કરી તેની અંદર શ્રી જિનેન્દ્ર ભગવંત આદિને વિરાજમાન કરાય છે*

આ પ્રકારે બહિર્ભાગથી આલેખન કરતાં કરતાં અભ્યંતર પ્રવેશ કરવો, એવી એક માન્ય પદ્ધતિને **'સંહારપદ્ધતિ'** કહેવામાં આવે છે. અને આવી પદ્ધતિનો ઉપયોગ સાંસારિક કાર્યો માટે થતો નથી. આ વલયનું જ્ઞાન મંત્રરાજ રહસ્ય આદિના પરિશીલનથી થાય છે.

યંત્રના બાહ્યભાગમાં ઉપર્યુક્ત પાંચે પ્રસ્થાનોના અધિષ્ઠાયક દેવી દેવતાઓનો તેમના વાહન તથા આયુધો આદિ સાથે ન્યાસ કરાય છે.

પાંચમા વલયના ગર્ભગૃહમાં ભગવાન શ્રી ગૌતમસ્વામીની પ્રતિકૃતિ (આ ગૌતમમંત્ર–ગણધરમંત્ર હોવાથી) આલેખવામાં આવે છે. તેને ચામરસહિત દેવતા આદિના પરિકરયુક્ત કરવામાં આવે છે.

પટના અધોભાગમાં નવગ્રહ, દશ દિક્પાલ, ગુરુપાદુકા, નવનિધિ તથા સાધક વગેરેનું આલેખન કરાય છે.

એકંદરે સૂરિમંત્રના સર્વપદોનો ન્યાસ પટના અભ્યંતર ગૃહમાં અને અધિષ્ઠાયકો આદિનો ન્યાસ બાહ્ય ગૃહમાં કરાય છે.

પ્રસ્તુત યંત્રના પહેલા વલયની પછી તરતજ બાહ્યભાગને ह्रीँकारના સાડા ત્રણ વલયથી આવેષ્ટિત કરાય છે અને અંતે क्रौँकारથી નિરુદ્ધ કરાય છે.

તેની બહાર પૃથ્વી મંડલનું આલેખન કરાય છે.

**[૧૧] યંત્રનો અર્થ**–મંત્રવિદો 'યંત્ર' શબ્દના ત્રણ અર્થો કરે છે:–

(૧) તપોધન મહર્ષિઓ રેખા-આકૃતિ દોરે છે. મનોરથોને પૂર્ણ કરવાની જે શક્તિ બીજાક્ષરોમાં રહેલી છે, તે શક્તિને પોતાના મંત્રસામર્થ્યથી તેઓ (આ પ્રમાણે દોરેલી) રેખા-આકૃતિમાં ભરે છે.

(૨) કામ-ક્રોધ વગેરે જે દોષો છે. તેનું નિયંત્રણ કરે છે.

(૩) દીર્ઘ દુઃખનું પણ નિવારણ કરે છે.

આ પ્રકારે 'યંત્ર' શબ્દનો રહસ્યાર્થ આત્મરક્ષા થાય છે.

ભૈરવ પદ્માવતી કલ્પના પાંચમા પરિચ્છેદનું નામ **'क्रोधादिस्तम्भनयन्त्रपरिच्छेद'** છે.

પાંચમાથી દશમા પરિચ્છેદ સુધી ષટ્કર્મ અને આત્મરક્ષાનું વિવેચન કરાયું છે.

---

* મંત્રરાજ રહસ્યમાં કેટલાક આમ્નાયના પટમાં વીરપ્રભુની મૂર્તિ મૂકવાનું વિધાન છે. अन्तश्च वीरमूर्तिः ..................મં. ૨ શ્લોક ૨૪૮

ષટ્કર્મ એ આત્મરક્ષા માટે એક દંડનીતિ છે. માંત્રિક ગ્રંથોમાં ષટ્કર્મનો ઉલ્લેખ એ તે તે શાસ્ત્રનો દોષ નથી. પરંતુ એ તેનું સ્વાભાવિક દંડનીતિનું અંગ છે. જેમ રાજા પ્રજાના રક્ષણ માટે પોલીસ, આર્મી, નેવી વગેરેથી દંડનીતિ કામમાં લે છે, તેમ માંત્રિક ગ્રંથોમાં ષટ્કર્મ એ આત્મ-રક્ષા માટે દંડનીતિ છે.

યંત્ર 'રક્ષા' માટે અને 'કામ્યકર્મ-ઇચ્છિત કાર્ય' સાધવા માટે પણ છે.

યંત્ર સુવર્ણ, રૂપું, કાંસુ અને રેશમના વસ્ત્રના ટુકડા* ઉપર અર્ચના માટે આલેખવામાં આવે છે. અને ભૂર્જપત્ર ઉપર રક્ષા માટે આલેખવામાં આવે છે. અને તે બધા પ્રકારનાં યંત્રો સોનાની કલમથી કર્પૂર વગેરે અષ્ટપ્રકારની વસ્તુની બનેલી શાહીથી (અષ્ટગંધથી) લખાય છે. આવા પ્રકારની શાહી મંત્ર તંત્ર માટેના યંત્રો બનાવવા માટે વાપરવાનો ઉલ્લેખ આગમપ્રભાકર મુનિ શ્રી પુણ્યવિજયજીએ પોતાના 'શ્રમણ સંસ્કૃતિ' નામના લેખમાં કર્યો છે. ઉપર્યુક્ત બધા પ્રકારનાં યંત્રો અર્ચના, રક્ષા અને કામ્યકર્મ-ત્રણેય માટે કૃત્યકારી થાય છે.

યંત્રનો પ્રસ્તાર ત્રણ પ્રકારે થાય છે.

(૧) **ભૌમપ્રસ્તાર**-(નિર્ણીત પરિમાણના) ધાતુના પતરાની, ચાંદીના પતરાની કે ચંદન અગર કાષ્ઠના ફલકની (પાટિયાની), ભૂર્જપત્રની કે કાપડના પટની અથવા કાગળની પીઠ ઉપર યંત્ર આલેખાય અથવા ચિતરાય તે **'ભૌમપ્રસ્તાર'** છે અને **'ભૂપૃષ્ઠયંત્ર'** પણ કહે છે.

(૨) **મેરવ પ્રસ્તાર**-ધાતુના પતરાની અથવા ચંદનની કે કાષ્ઠના ફલકની (પાટિયાની) પીઠ ઉપર જે યંત્ર-સમગ્ર અથવા ઓછે વત્તે અંશે ઉન્નત રાખીને કોરાય તે **'મેરવ પ્રસ્તાર'** છે. આલેખન કરવાનો વિભાગ ઉપસી આવે તેવી રીતે આજુબાજુનો ભાગ કોરાય છે. આને **'કૂર્મપૃષ્ઠ યંત્ર'** પણ કહે છે.

(૩) **ઉત્કીર્ણ પ્રસ્તાર**-ધાતુના પતરાની કે ચંદનના અથવા કાષ્ઠના ફલક ઉપર જે યંત્રના આલેખનનો ભાગ કોતરાય તે **'ઉત્કીર્ણ પ્રસ્તાર'** છે. આને **'પાતાલ યંત્ર'** પણ કહે છે.

યંત્રનો પ્રસ્તાર (૧) આલેખાય (ચિતરાય), (૨) કોરાય અથવા (૩) કોતરાય તે સમગ્ર રચના નિર્દિષ્ટ ક્રમ પ્રમાણે અને યથાવિધિ કરવાની હોય છે.

પ્રસ્તારનો દરેક પ્રકાર મંગલમય છે. એમાં મુખ્યતા વિધિની (આમ્નાયની) છે.

યંત્ર સંબંધી ઉલ્લેખ 'અભિધાન રાજેંદ્ર કોશ' (પૃ. ૧૩૩૭) માં નીચે પ્રમાણે મળે છે:—

૧ જૈન ગાયત્રી વ્યાખ્યામાં તે રક્ષા માટે છે, એમ મળે છે.

---

* નિર્ગ્રન્થ સાધુઓ પરિગ્રહ સેવે નહિં એટલે સૂરિમંત્ર તો કેવળ રેશમના વસ્ત્ર ઉપરજ હોય છે.

૨ પ્રશ્ન વ્યાકરણ સૂત્રમાં યંત્રનો ઉપયોગ 'शान्त्याद्यर्थकरलेखनप्रकार' એમ મળે છે.

૩ રાજપ્રશ્નીય સૂત્રમાં યંત્રનો ઉપયોગ 'પ્રપંચ સંબંધી' છે. એવો ઉલ્લેખ છે.

જૈન શાસ્ત્રમાં યંત્રનો ઉપયોગ નિષ્કામ અર્ચના અને નિત્ય-નૈમિત્તિક કર્મ માટે થાય છે, તેમજ કામ્યકર્મના પ્રયોગમાં અને દુષ્ટ ભૂત, પિશાચ તથા મનુષ્યના દુષ્કૃત કર્મોથી બચવા માટે પણ થાય છે.

મંત્ર અને મંત્રદેવતા આ બન્નેનું શરીર યંત્રકલ્પનામાં છે, કારણ કે યંત્ર એ મન્ત્ર અને મન્ત્રદેવતાનું શરીર છે. તેથી યંત્ર વગર પૂજા કરવાથી દેવતા પ્રસન્ન થતા નથી.

યંત્રનો અર્થ શું છે? આ પ્રશ્નનો ઉત્તર એવો છે કે:–

**यन्त्रं मन्त्रमयं प्रोक्तं, मन्त्रात्मा देवता एव हि ।**
**देहाऽऽत्मनो यथा भेदो, यन्त्रदेवतयोस्तथा ॥**

યંત્ર મંત્રમય હોય છે. અને મંત્રનો આત્મા દેવતા છે. જેટલો ભેદ દેહ અને આત્મામાં છે, તેટલોજ ભેદ યંત્ર અને દેવતામાં છે. મતલબ કે યંત્ર-મંત્ર અને દેવતા એકરૂપ છે, આવી ભાવના અર્ચનામાં કરવાની છે.

યંત્ર એ મંત્ર અને દેવતાનું શરીર છે. તે માટે નીચેના આધાર પણ છે.

**शरीरं त्रिविधं प्राहुः [१]भौतिकं च [२]मनोमयम् ।**
**परं [३]ज्ञानमयं नित्यं यदनाशि निरंतरम् ॥**

જ્ઞાનરૂપી દેવતાનું જે શરીર છે, તે શરીર ત્રણ પ્રકારનું છે. ભૌતિક શરીર, મનોમય શરીર અને નિત્ય અવિનાશી જ્ઞાનમય પરમ શરીર.

**मुद्रा भौतिकमिति आहुः यन्त्रं विद्धि मनोमयम् ।**
**मन्त्रं ज्ञानमयं विद्धि एवं त्रिधा वपुर्भवेत् ॥**

દેવતાનું જે ભૌતિક શરીર છે તેને મુદ્રાક હે છે. જે મનોમય શરીર છે, તેને યંત્ર કહે છે. જે જ્ઞાનમય શરીર છે, તેને મન્ત્ર કહે છે.

આવી રીતે દેવતાનું નિષ્કામ દૈનિક પૂજન મંત્ર ઉચ્ચારણ કરવાથી થાય છે, યંત્રપૂજનના ઉપચારથી થાય છે અને જપ કરતાં મુદ્રા પ્રદર્શન કરવાથી થાય છે.

**[૧૨] અક્ષર-વિન્યાસની પદ્ધતિ**–સૂરિમંત્રની રચના અતિશય પ્રાચીન હોવાથી તેની અક્ષર-વિન્યાસની પદ્ધતિ તે સમયની છે. નીચેના મંત્રો જે સાતેક સદી પાછળના છે, તેમાં તેવો અક્ષર-વિન્યાસ પ્રાપ્ત થાય છે.

(१) नमो भगवते पितामहाय ॐ ॐ लिमलिमलिनुलिभुवने स्वाहा ।

(२) नमो भगवते कुमाराय खिलिखिलिखेलिखेल्लि लिणिलिणि स्वाहा ।

(३) नमो भगवतीभ्यो महायोगीश्वरीभ्यः निमिलिनिमिलिमेनुमेनुनुरुनुरु स्वाहा ।

(अष्टांग संग्रह उत्तरस्थान अध्याय-६. पृष्ठ १६७)

તથા જુઓ નીચેના મંત્રનો અક્ષર વિન્યાસ–

**जपविघ्ननिवारणमंत्राः**

अथ विघ्नदेवताः। इरिमिलिकिरिकिलिपदात् परिमिरोमित्येकः। प्रणवो माया नमो भगवति महात्रिपुराद्र्वैवर्णाद्रविपदमनु मम त्रैपुररक्षां कुरु कुरु इति द्वितीयः ।

(परशुराम कल्पसूत्र आवृत्ति र जी. पृ. २६९। प्र. गायकवाड ओरिएन्टल सीरिझ ।

**[૧૩] બિંદુની નિર્મળતા તથા સ્થિરતા**—સાધના સમયે કોઈ પ્રસ્થાન મન ઉપર પ્રાધાન્ય આરોપિત કરે છે, કોઇ પ્રાણ ઉપર તો કોઇ બિંદુ ઉપર. આ પ્રકારે આપેક્ષિક પ્રાધાન્ય ઉપર યોગક્રિયાને અનુરૂપ મંત્રનું અનુમાન થાય છે.

ક્રિયાના પ્રભાવથી બિંદુની નિર્મળતા તથા સ્થિરતાની સિદ્ધિ થાય છે. વૈદિક યુગમાં બ્રહ્મચર્ય અને ગાર્હસ્થ્ય આશ્રમની રહસ્ય સાધનામાં બિંદુ સાધનાનું સ્થાન સર્વોચ્ચ હતું. જૈન પ્રથા અનુસાર બિંદુસાધના અથવા ચારિત્રરક્ષાનું કાર્ય આ પ્રમાણે થતું હતું.

આ. સુહસ્તિસૂરિ સુધીના આચાર્યો ગણનાયક હતા. અને વાચનાચાર્ય પણ હતા. એટલે કે તેઓ ગણની અને સંઘની સારસંભાળ કરતા હતા. તેમજ શિષ્યોને પઠન-પાઠન પણ કરાવતા હતા.

એ રીતે જિનાગમની રક્ષા કરતા હતા. પછીના આચાર્યોમાં એ સામર્થ્ય રહ્યું નહિં. એટલે ચારિત્રરક્ષાનું કાર્ય અને શ્રતજ્ઞાનરક્ષાનું કાર્ય બે ભાગમાં વહેંચાઇ ગયું.

ચારિત્રરક્ષાનું કાર્ય મુખ્યત્વે બિંદુને ઊર્ધ્વરેતસ્ કરવાનું છે. જેથી બ્રહ્મચર્યનું પાલન મન, વચન અને કાયાથી સુખરૂપે કરી શકાય.

વૈદિકયુગમાં બ્રહ્મચર્ય પાલન માટે જે રહસ્ય સાધના હતી તેવીજ રહસ્ય સાધના સૂરિમંત્રની સાધનામાં સંભવે છે.

પંચ પરમેષ્ઠિ મંત્રરાજ ધ્યાનમાલાની ઢાળ ત્રીજી કડી સાતમીના ટબામાં આચાર્ય શ્રી જ્ઞાનવિમલસૂરિ પવનનિર્જયથી થતા લાભોમાં 'કામ વીર્યનું ચ્યવન થાય નહિ' એ વસ્તુ સ્પષ્ટ દર્શાવે છે.

આ ચર્ચાનો સાર એ છે કે:—ચારિત્રરક્ષાનું કાર્ય પણ સૂરિમંત્રની સાધનાથી સિદ્ધ કરી શકાય છે. ક્રિયાના પ્રભાવથી બિંદુની નિર્મળતા તથા સ્થિરતાની સિદ્ધિ થાય તેમ છે. તો શ્રી ગીતાર્થ આચાર્ય ભગવંતોએ આ વિષયનું વિશેષ સંશોધન કરવાની આવશ્યકતા ઉભી થાય છે.*

નાથ સંપ્રદાયમાં યોગ જે **પ્રાણ, મન અને વીર્ય** જેવા ચાંચલ્યધર્મી તત્ત્વોને વશ કરવા અર્થે સિદ્ધ કરાતો હતો, તે સ્થૂલ સિદ્ધિનું સાધન બન્યો, ત્યારે સંપૂર્ણ બ્રહ્મચર્યની ઘોષણા કરતા શિષ્ય ગોરખનાથે નાથ સંપ્રદાયની સિંગી બજાવી, ગુરૂ મત્સ્યેન્દ્રનાથને ચેતવ્યા હતા.

**[૧૪] તંત્ર**—વામપથના તંત્રવાદીઓએ તેમની અનેક પ્રક્રિયાઓમાં પાંચ યમની દરકાર કરી નહિં. તેમજ તેમના અનેક નૈવેદ્યમાં કે ખાદ્યખોરાકીમાં અહિંસાનો વિવેક જાળવ્યો નહિં. કામ્યકર્મોની સિદ્ધિ પરિપૂર્ણ કરવાના હેતુથી જે મંત્ર, યંત્ર અને તંત્રના પ્રયોગો કર્યા તે તેઓએ નિકૃષ્ટપણે કર્યાં અને તેને અનુકૂળ વામતંત્રો પણ રચ્યાં. તેથી તંત્રનું નામ ગ્રહણ કરતાં આજે આપણને ઘૃણા થાય છે. શ્રી નિશીથ અને મહાનિશીથ જેવા ગ્રન્થોમાં પણ તંત્રના આવા ગ્રન્થોને પાપશ્રુત કહ્યાં છે.

જ્યાં મંત્ર અને યંત્ર હોય ત્યાં સદ્‌હેતુથી કરેલા અને સત્પ્રરૂપણાવાળા તંત્રની આવશ્યકતા નિવારી શકાતી નથી† આવા તંત્રને આપણે વિધિ-વિધાન પણ કહીએ છીએ. પરંતુ તંત્રના સત્શાસ્ત્રોમાં જેટલી વિગતો આપણને સાંપડે છે તેટલી વિધિ વિધાનના શાસ્ત્રોમાં સાંપડતી નથી.

પ્રસ્તુત લેખમાં "ઐતિહાસિક આધારો"ના શીર્ષક નીચે જે ૧ (अ) માં દૃષ્ટાંત આપ્યું છે તેમાં 'સરસ્વતી નદી' અને 'મંત્રમયસ્નાન' વિષે ઉલ્લેખ છે—આ બન્ને તંત્રનો વિષય છે. તે વિષે વિધિ વિધાનમાં કાંઈ મળશે નહિ. ત્યારબાદ ૧ (आ) માં 'શ્મશાનભૂમિ' અને ત્યાં 'ચાર દિશામાં ચાર ઉપવાસ કરેલા શ્રાવકો' અને 'ચાર વિદિશામાં તપોધન ચાર મુનિરાજો'ને સ્થાપીને ત્રિભુવનસ્વામિની વિદ્યા સ્મરી આ સઘળો તંત્રનો વિષય છે. ત્યારબાદ બીજું દૃષ્ટાન્ત જે કંટેશ્વરીના કોપનું આપ્યું છે, તેમાં સહેજ ઉષ્ણ (કવોષ્ણ) જલને સૂરિમંત્રથી અભિમંત્રિત કર્યાની વાત આવે છે. જલની કવોષ્ણતા તો સદ્યઃ કૃત્યકારિત્વ અર્પણ કરવા

* નાથ સંપ્રદાયની અનેક શાખાઓ છે. તે પૈકી નેમનાથી અને પારસનાથી શાખાઓ પણ છે. (જુઓ હજારીપ્રસાદ દ્વિવેદીનું પુસ્તક—'નાથ સંપ્રદાય' પૃ. ૧૫૫) તેઓની-ગોરખનાથની 'યોગપાવડી' નામના ગ્રન્થમાં (લાવણ્યવિજય જૈન જ્ઞાનભંડાર રાધનપુર ડા. નં. ૩૩, પ્રત નં. ૧૮૬૧ લેખન સંવત્ ૧૮૭૫) જે બોધ આપવામાં આવ્યો છે, તે જૈનશાસ્ત્રોને કેટલેક અંશે મળતો આવે છે. તેનું ગુજરાતીમાં ભાષાંતર એક જૈન સાધુએ (શ્રી ગલાલવિજયગણિએ) કર્યું છે.

† तत्तैर्विना न मन्त्रः—શ્લો, ૧૧૭ સૂ. મં. ક. સ. પૃ. ૧૩

માટે છે. પણ કેવળ જલને સૂરિમંત્રથી મંત્રી આપીએ તો ધારણા પ્રમાણે તેનું ફળ આવવા સંભવ નથી. તેમાં ઘણું ગોપવવામાં આવ્યું છે. સમગ્ર દૃષ્ટાંતને સ્પષ્ટ કરીએ તો નીચે પ્રમાણે સમજૂતી પ્રાપ્ત થાય છે :–

જે આચાર્ય ભગવંતે સૂરિમંત્ર સિદ્ધ કર્યો હોય તે કવોષ્ણ જલ મંગાવી તેમાં પોતાના સહસ્રાર ચક્રની પાસેના ચંદ્રમંડલના અમૃતનો 'જલપાન-અમૃતધ્યાનવડે' પ્રક્ષેપ કરે તો તે જલ 'અમૃતના દાયાદ ભાઈ' જેવું થઈ જાય છે. પછી તેને સૂરિમંત્રથી આભિમંત્રિત કરે આ પ્રકારે અભિમંત્રિત જલને મધ્યકાલીન સમયમાં વિક્રમ સંવત્‌ના ચૌદમાથી સોળમા સૈકાના કાળમાં શ્રીપૂજ-યતિ 'કાલાપાણી' કહેતા હતા. તે વસ્તુતઃ 'કલા-પાનીય' છે. અને આવા પાણીના છંટકાવથી તેઓ અનેક રોગોનું શમન કરતા હતા. (જુઓ સૂરિમંત્ર કલ્પ સમુચ્ચય પ્રથમભાગ. પૃષ્ઠ ૮૨ પંક્તિ ૧૮–૨૧ તથા પૃષ્ઠ ૮૭ પંક્તિ ૭–૧૦)

કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચન્દ્રાચાર્યે ઉપર પ્રમાણેની કોઈ પ્રક્રિયા કરી હોય તેમ સમજાય છે. આ વિષયમાં હજી કેટલુંક ગોપવવામાં આવ્યું છે. આવા સઘળા પ્રશ્નોના ઉકેલ જૈન તંત્રોમાં પ્રાપ્ત થાય, પણ તે ગ્રન્થો હાલ ઉપલબ્ધ થતા નથી અને થાય તો પણ ચારિત્રવાન સાધકોને જ તે સિદ્ધ થશે, કારણ કે આ* ઉચ્ચ કોટિના મંત્રો છે.

આ પ્રમાણે 'કલાપાનીય'નું દૃષ્ટાંત આપીને તાંત્રિક ગ્રન્થોની અનિવાર્યતા સમજાવવા પ્રયાસ કરાયો છે. આથી 'રહસ્ય સ્ફોટ ન કરવો' તેવી અમારી પ્રતિજ્ઞાને બાધ આવતો નથી. આ તો કેવળ દિશાનું સૂચન છે.

**[૧૫] જૈન મંત્રશાસ્ત્ર**—જૈન મંત્રશાસ્ત્ર ઉપર સૂરિમંત્રની અતિશય ઘેરી અસર છે; વર્ધમાન વિદ્યાનો મંત્ર તો તેની એક શાખા છે. વિખ્યાત નવ સ્મરણો પૈકી ત્રીજું સંતિકરં સ્મરણ સ્પષ્ટ રીતે સૂરિમંત્રના આધારે છે અને સાતમું ભકતામર સ્મરણ પણ સૂરિમંત્ર ગુંફિત છે તેમ જણાય છે.

અનેક સરસ્વતી મંત્રો પ્રચલિત છે. પરંતુ તેના શ્રેષ્ઠ મંત્રનો અક્ષરવિન્યાસ સૂરિમંત્રના પાંચેય વલયના એક એક બીજાક્ષરથી સંકલિત છે.

[૧૬] સૂરિમંત્ર કલ્પસમુચ્ચયના આ સંપાદન કાર્યમાં આદિથી અંત સુધી પરમપૂજ્ય નમસ્કાર મહામંત્ર-ઉપાસક પંન્યાસ શ્રી ભદ્રંકરવિજયજી ગણિવરની પ્રેરણા રહી છે. તેમજ તેઓશ્રીએ અવારનવાર જે જે પ્રાપ્ત થઈ તે તે સામગ્રીઓ પણ અમોને આપી છે. તે માટે હું તેઓશ્રીનો ઋણી છું અને તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

---

* સૂરિમંત્રગર્ભિત મંત્રો.

[૧૭] પ્રસ્તુત ગ્રન્થનું સંપાદન બાળબ્રહ્મચારી જ્ઞાનતપસ્વી મુનિ શ્રી જંબૂવિજયજી મહારાજે કર્યું છે. તે કાર્ય સ્વીકાર્યા પછી તેઓશ્રીને તે માટે અથાગ પરિશ્રમ કરવો પડયો છે. તેમના ભક્ત શ્રી ઇશ્વરલાલનો અને તેના પુત્ર હરનીસનો પણ અવાર–નવાર સહકાર લઇને એક ભગીરથ અને જટિલ કાર્ય તેઓશ્રીએ પાર ઉતાર્યું છે.

સૂરિમંત્ર કલ્પસમુચ્ચયનાં પરિશિષ્ટો લખવામાં મુનિવર શ્રી જંબૂવિજયજીએ ઘણુંજ સુંદર તેમજ સારગર્ભિત વિશ્લેષીકરણ કર્યું છે. પૂ. મુનિવરે જે સુંદર સ્વરૂપ સૂરિમંત્રાભિલાષી શ્રમણ ભગવંતો સમક્ષ ઉપસ્થિત કર્યું છે, તે તેમની પ્રતિભાનું પ્રબલ પ્રમાણ છે.

પૂજ્ય મુનિવરે તેમની યંત્રવિષયક ઉદાત્ત કલ્પનાથી અને આમ્નાય અનુસાર જે પ્રાથમિક રેખાંકન કરી આપ્યું અને જેને ચિત્રકારે સુંદર ચિત્રોનું સ્વરૂપ આપ્યું છે તે આદર્શ યંત્રોરૂપે ચિરસ્થાયી રહેવા સંભવ છે. તેથી હું મુનિવરનો ઋણી છું. અને તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. શ્રીયુત્ ઇશ્વરલાલનો તથા તેના પુત્ર શ્રી હરનીસનો પણ આભાર માનું છું.

[૧૮] આજથી લગભગ ૧૩ વર્ષ પહેલાં ડૉ. ઉમાકાન્ત પી. શાહને મેં એક મિત્રદાવે ખબર આપ્યા કે "હવે અમે સૂરિમંત્રના કલ્પોનું સંપાદન કરવાના છીએ અને તે કાર્ય મુનિવર શ્રી જંબૂવિજયજીના હસ્તક થવાનું છે." તે જાણી તેઓ બહુજ ખુશી થયા. તેઓએ પરિશ્રમ લઇને મને પંદરેક ગ્રન્થોનું લીસ્ટ ટાઇપ કરાવીને મોકલી આપ્યું હતું. તેમણે તે સાથે જણાવ્યું હતું કે તે તે ગ્રન્થોને આધારે યોગ્ય સંશોધન કરી મુનિવર જેવા શક્તિમાન સંપાદક સૂરિમંત્ર ઉપર સારો પ્રકાશ પાડી શકશે. ત્યારપછી સંશોધન માટે જોઇતી સામગ્રીના અભાવે અમે તો જે જે કલ્પો હાથ લાગે તેના પાઠાંતરો સહિતના કેવળ મૂળ પાઠોજ આપવાનો નિર્ણય કર્યો. તે કરતાં અને અતિ ઉપયોગી પરિશિષ્ટો કરતાં અમને ઘણો સમય લાગ્યો છે. પરંતુ એક પ્રાથમિક કાર્ય પતી ગયું છે. તેથી અમને આશા છે કે ડૉ. ઉમાકાન્ત તેટલાં પૂરતા ખુશી થશે.

[૧૯] આગમ પ્રભાકર સદ્ગત મુનિ શ્રી પુણ્યવિજયજી મહારાજની આજ્ઞા અનુસાર પંડિત શ્રી દલસુખભાઈ માલવણિયા પાસેથી હું સૂરિમંત્રનો પટ લેવા લાલભાઈ દલપતભાઈ પ્રાચ્ય વિદ્યામંદિર (અમદાવાદ) ગયો, ત્યારે ફીલાડેલ્ફીયાવાળા શ્રી અર્નેસ્ટ બેન્ડર ત્યાં હતા. શ્રી દલસુખભાઈ માલવણિયાના કહેવાથી તેમણે ત્રણેક યંત્રપટોના રંગીન ફોટા પાડી લીધા અને અમેરીકા જઇને અમને મોકલ્યા તેમાં નં. ૧૬૧ નો વસ્ત્રપટ પૂજ્ય મહારાજ સાહેબના કથન અનુસાર પ્રાચીનતમ વસ્ત્રપટ છે અને તે ૧૫ મા સૈકાનો હોવાથી અમે અહીં એન્લાર્જ કરાવ્યો. તે ફોટો અસ્પષ્ટ થયો. પરંતુ આવા પ્રાચીન પટોના રંગો ઘસાઈ જતાં તેનો ઉઠાવ સ્પષ્ટ થવા સંભવ નહિ, એટલે જે પ્રમાણે છે તે પ્રમાણે આપવા ધાર્યું છે. તેના પંચપીઠના પ્રસ્થાન પાઠો પંડિત શ્રી દલસુખભાઇએ તેમના કાબેલ લહિયાઓ પાસે વંચાવીને મોકલી આપ્યા છે, તે પણ છપાશે.

[૨૦] ઉપર જણાવ્યા પ્રમાણે પરમપૂજ્ય મુનિવરોના અતિ ઉપકારક શ્રમથી અને ચાલુ પ્રેરણાથી આ એક અતિ વિકટ અને જટિલ કાર્ય સૂરિમંત્ર કલ્પસમુચ્ચયના બે ભાગમાં સમાપ્ત થાય છે.

આજે તો વિજ્ઞાન એટલું આગળ વધી ગયું છે અને શબ્દશક્તિમાં એટલું સચોટ માનતું થયું છે કે તે વિષે કાંઈ લખવાની જરૂર રહેતી નથી. જૈન શ્રમણસંઘની પરંપરા તપાસીએ તો સ્થળે સ્થળે આપણને એવા આચાર્ય ભગવંતોનાં દૃષ્ટાંતો મળશે કે શ્રીસંઘ ઉપર અમુક આપત્તિ આવતાં તેનું નિવારણ શ્રી સૂરિમંત્રના તપપૂર્વકના સ્મરણથી કરવામાં આવ્યું હતું.

વિક્રમ સંવત ૧૩૨૭માં આ. શ્રીસિંહતિલકસૂરિએ શ્રીમંત્રરાજ રહસ્ય નામનો ૬૨૬ શ્લોક સંખ્યાનો પદ્યમય લીલાવતી વૃત્તિ સહિત ગ્રન્થ રચ્યો. તેઓશ્રીએ તે ગ્રન્થ રચીને સૂરિમંત્રવિષે અને તેના યંત્ર વિષે જે અનેક આમ્નાયો અને શંકાઓ પ્રવર્તતી હતી, તે અનુક્રમે વ્યવસ્થિત કરી અને તેનું નિરાકરણ કર્યું. સૂરિમંત્ર વિષે આવો સ્પષ્ટ અને આકર ગ્રન્થ ન મળ્યો હોત અને પાછળથી જે કલ્પો રચાયા તે ન મળ્યા હોત તો આ કાર્ય અતિ ઉત્કૃષ્ટ પ્રકારનું હોવા છતાં તેમાં ચંચુપ્રવેશ કરી શકાત નહિ.

આજે અમે આ. શ્રીસિંહતિલકસૂરિનો અને અનેક કલ્પોથી વિશદ વિવરણ કરનારા આચાર્ય ભગવંતોનો આભાર માનીએ છીએ; અને તે પ્રણાલિકા વધારે સ્પષ્ટ કરનારા મુનિરાજ શ્રીજંબૂવિજયજી મહારાજનો પણ આભાર માની વિરમીએ છીએ.

આ કાર્યમાં કાંઈ દોષ કે સ્ખલના થઇ હોય તો તે અમારી સમજવી અને તે માટે અમે આગળથી મિચ્છામિ દુક્કડં ઉચ્ચારીએ છીએ.

સ્ખલનાઓ પ્રત્યે જો અમારૂં ધ્યાન ખેંચવામાં આવશે તો તે હવે પછી સુધારવાનો પ્રયાસ કરશું.

લી૦
અમૃતલાલ કાલીદાસ દોશી
પ્રમુખ, જૈન સાહિત્ય વિકાસ મંડળ

તા. ૧—૧—૭૬
વીલેપાર્લે, મુંબઈ—૪૦૦, ૦૫૬

॥ श्री ऋषभदेवस्वामिने नमः ॥
॥ श्री शंखेश्वरपार्श्वनाथाय नमः ॥

आचार्य महाराज श्रीमद्विजयसिद्धिसूरीश्वरपादपद्मेभ्यो नमः ।
आचार्य महाराज श्रीमद्विजयमेघसूरीश्वरपादपद्मेभ्यो नमः ।
सद्गुरुदेव मुनिराज श्रीभुवनविजयजीपादपद्मेभ्यो नमः ।

## પ્રસ્તાવના

પરમકૃપાળુ પરમાત્મા તથા સદ્‌ગુરુદેવની કૃપાથી સૂરિમંત્રકલ્પસમુચ્ચયનો બીજો ભાગ સાધકોના કરકમલમાં આજે રજુ થઈ રહ્યો છે.

મંત્ર એક મહાન શક્તિ છે અને સૂરિમંત્ર આ શક્તિઓનો મહાસાગર છે. ભિન્ન ભિન્ન કાર્યોમાં ઉપયોગમાં લઈ શકાય એવી અનેક શક્તિઓ સૂરિમંત્રના વિવિધ અંશોમાં રહેલી છે. સૂરિમંત્રનું અંતઃ પરિશીલન કરવાથી આ વાત સ્પષ્ટ સમજાશે.

સૂરિમંત્રના આમ્નાયો ભિન્ન ભિન્ન કાળે ભિન્ન ભિન્ન સમુદાયોમાં—ગચ્છોમાં પ્રચલિત હતા. તે તે આમ્નાયો સમજાવવા માટે નાના-મોટા અનેક કલ્પો પણ રચાયા હતા. તે બધાનો યથાશક્ય સંગ્રહ કરવાની દૃષ્ટિએ આ સૂરિમંત્રકલ્પસમુચ્ચય ગ્રન્થ તૈયાર થયેલો છે.

કેટલાક કલ્પોમાં વર્ણવેલા આમ્નાયો વિશેષ સ્પષ્ટ થાય એ માટે પ્રથમ પરિશિષ્ટની યોજના કરેલી છે.

લબ્ધિપદોની સ્પષ્ટતા માટે દ્વિતીય પરિશિષ્ટની યોજના છે.

કલ્પોમાં એક બીજા કલ્પોની અસર પણ એક બીજા કલ્પો ઉપર દેખાય છે. એ યત્ કિંચિત્ જણાવવા માટે ત્રીજું તુલનાત્મક પરિશિષ્ટ આપેલું છે.

તે તે મંત્ર ભાગની સાધના વિધિ તથા ફળ આદિ સંક્ષેપથી જાણવા માટે ચોથું પરિશિષ્ટ છે.

સૂરિમંત્રકલ્પસમુચ્ચયમાં આવતા વિશિષ્ટ શબ્દો શોધવામાં સરળતા થાય એ માટે પાંચમું પરિશિષ્ટ છે.

મંત્ર-તંત્ર અજ્ઞાત અને ગૂઢ વિષય છે. આ વિષયમાં જૈન સાહિત્ય વિકાસ મંડળના પ્રમુખ શેઠ અમૃતલાલ કાલીદાસ દોશીનો રસ ઘણો જ ઉંડો છે. તેમના જ આ વિશિષ્ટ રસને લીધે શ્રી જૈન સાહિત્ય વિકાસ મંડળ તરફથી આ વિષયમાં વિવિધ સાહિત્ય પ્રગટ થયું છે. આ સૂરિમંત્રકલ્પસમુચ્ચયના સંપાદનમાં પણ તેમની રસવૃત્તિ ઘણી પ્રેરક બની છે.

સૂરિમંત્રકલ્પસમુચ્ચયનું એકેય પ્રુફ મારા જોવામાં આવ્યું નથી. એટલે તે તે સ્થાને રહી

ગયેલી અનેક અશુદ્ધિ માટે અમે શુદ્ધિપત્રક આપ્યું છે, છતાં સજ્જનો વિશેષ સૂક્ષ્મરીતે શુદ્ધ કરીને વાંચવા કૃપા કરશે.

મંત્રરાજરહસ્યમાં કેટલાંક વાક્યો અમે જ તે તે શ્લોકોના પ્રારંભમાં વિષયને સ્પષ્ટ કરવા માટે મૂકેલાં હતાં. જુદા ટાઈપમાં તે છપાય એવી યોજના હતી. પરંતુ તે વાક્યો એવી રીતે છપાઈ ગયાં કે જાણે ગ્રન્થના ભાગ રૂપે જ ભાસે. એટલે તેવાં વાક્યોને ગ્રન્થથી અલગ જણાવવા માટે પ્રથમ ભાગના શુદ્ધિપત્રકમાં [ ] આવા બ્રેકેટમાં જણાવ્યાં છે. વાચકો તેની ખાસ નોંધ લે.

આ ગ્રન્થના પરિશિષ્ટોને તૈયાર કરવામાં કચ્છ માંડવીના સુશ્રાવક ઈશ્વરલાલ ચુનીલાલે કરેલી સહાયની ખાસ કૃતજ્ઞતાપૂર્વક મારે નોંધ લેવી જોઈએ. દિવસોના દિવસોસુધી અમે તે તે ભાગને સ્પષ્ટ સમજવા માટે જે ચર્ચા કરેલી છે તેમાંથી આ પરિશિષ્ટો તૈયાર થયેલાં છે.

વ્યવસાયે કાપડના વેપારી હોવા છતાં કેવળ ધર્મબુદ્ધિથી ઈશ્વરલાલ આ કાર્યમાં અનેક રીતે સહાયક થયા છે તે માટે તેમને ખાસ ધન્યવાદ ઘટે છે.

યંત્રો તો અમારા પાસે ખાસ કોઈ હતાં જ નહિં. ગ્રન્થના તે તે ભાગના વર્ણનને આધારે અમારે નવાં યંત્રો તૈયાર કરવાનાં હતાં. ઈશ્વરલાલ તથા તેમના ચીરંજીવ હરનીસે ઘણા દિવસો સુધી ઘણા જ સમયનો ભોગ આપીને આ યંત્રોની પ્રાથમિક રૂપરેખા તૈયાર કરી છે. તેના ઉપરથી ચિત્રકારની પદ્ધતિએ ડભોઈવાળા રમણિકભાઈએ યંત્રોના સુંદર ચિત્રો તૈયાર કર્યાં છે.

જે જે હસ્તલિખિત ગ્રન્થો અથવા પાનાંઓને આધારે આ સૂરિમંત્રકલ્પસમુચ્ચય છપાયો છે તેનો જે કંઈ પરિચય સંસ્થાના તે સમયના મંત્રી સુબોધચન્દ્ર નાનાલાલે તૈયાર કરેલો તે પણ આ સાથે પરિશિષ્ટ ૬ [૩] માં આપવામાં આવ્યો છે. ગ્રન્થકારો સંબંધી જે કંઈ ઐતિહાસિક માહિતી જુદા જુદા ગ્રન્થોમાંથી પ્રાપ્ત થયેલી છે તે પણ આ સાથે પરિશિષ્ટ ૬ [૨] માં છાપવામાં આવી છે.

પરમ કૃપાળુ અરિહંત પરમાત્મા તથા સદ્ગુરુદેવની અનંત કૃપાથી તૈયાર થયેલા આ ગ્રન્થનો સાધકો યોગ્ય રીતે ઉપયોગ કરે અને જિનશાસનની પ્રભાવના વધે એ જ અભ્યર્થના, પ્રભુના ચરણોમાં.

---

* બારપ્રતિઓનો પરિચય પૃ. ૪૫૧—૪૬૧

× સોળ આચાર્યોનો પરિચય પૃ. ૪૩૯—૪૫૧

| | |
|---|---|
| વીર નિર્વાણ સં. ૨૫૦૦<br>વિક્રમ સં, ૨૦૩૦<br>કારતક સુદ-૧૩.<br>સાદડી. [રાજસ્થાન] | પૂજ્યપાદ આચાર્ય મહારાજ શ્રીમદ્વિજયસિદ્ધિસૂરીશ્વર પટ્ટાલંકાર પૂજ્યપાદ આચાર્ય મહારાજ શ્રીમદ્વિજયમેઘસૂરીશ્વર-શિષ્ય પૂજ્યપાદ ગુરુદેવ મુનિરાજ શ્રીભુવનવિજયાન્તેવાસી મુનિ જંબૂવિજય. |

**શ્રી સદ્ગુરુદેવેભ્યો નમઃ**

મહાપ્રભાવક શ્રી સૂરિમંત્રનો અપ્રમત્તભાવે દીર્ઘ સંયમી જીવનમાં અનેક અનેક કોટિ પ્રમાણ જપ કરીને જેઓશ્રીએ મંત્રસિદ્ધની ભૂમિકા પ્રાપ્ત કરી હતી તે સ્વનામધન્ય પૂજ્યપાદ પરમ ઉપકારી પરમ ગુરુદેવ સંઘસ્થવિર આચાર્યદેવ બાપજી મહારાજ શ્રીમદ્ વિજયસિદ્ધિસૂરીશ્વરજી મહારાજના કરકમલમાં કોટિશઃ વંદના પૂર્વક આ સૂરિમંત્રકલ્પસમુચ્ચયનો ગ્રંથ સમર્પિત કરીને ધન્યતા અનુભવું છું.

આપનો શિશુ

ગુરૂદેવ મુનિરાજશ્રી

**ભુવનવિજયાન્તેવાસી**

**જંબૂવિજય**

શ્રીશંખેશ્વરજી તીર્થ
ફાગણ સુદ ૮
વિક્રમ સંવત્ ૨૦૩૨

બાહ્ય-અભ્યંતર તપના સતત આરાધક,
કીર્તિકામનાથી અલિપ્ત વયોવૃદ્ધ પૂજ્યપાદ સંઘસ્થવિર શમમૂર્તિ

# શ્રી વિજય સિદ્ધિસૂરીશ્વરજી મહારાજ

# પૂ. બાપજી મહારાજ* નું

# જી-વ-ન-ચ-રિ-ત્ર

વિક્રમની વીસમી અને એકવીસમી સદીમાં જ્ઞાન, દર્શન અને ચારિત્રનું આરાધન કરનાર જે મુનિવરો અને આચાર્યો થઈ ગયા. એમાં સૌથી વયોવૃદ્ધ ગણી શકાય એવા પૂ. આ. શ્રી વિજયસિદ્ધિસૂરીશ્વરજી મહારાજ હતા. એમનો ટૂંક જીવન પરિચય આ પ્રમાણે છે—

પૂજ્યશ્રીનો જન્મ એમના મોસાળ વળાદમાં વિ. સં. ૧૯૧૧ ના શ્રાવણ સુદ ૧૫ (રક્ષાબંધન)ના દિવસે થયો હતો. એમનું મૂળ વતન અમદાવાદમાં ખેતરપાળની પોળમાં. આજે પણ એમના કુટુંબીઓ ત્યાં જ રહે છે. આ પોળ અમદાવાદ શહેરની મધ્યમાં માણેકચોકની પાસે આવેલ છે.

એમના પિતાશ્રીનું નામ મનસુખલાલ અને માતુશ્રીનું નામ ઉજમબહેન હતું. બન્ને જણ ધર્મપરાયણ અને સુસંસ્કારી હતાં. પોતાના બાળકોમાં સારા સંસ્કારો આવે એવી ભાવનાવાળાં હતાં. એમને છ પુત્રો અને એક પુત્રી હતાં. એમાં આચાર્ય મહારાજ સૌથી નાના પુત્ર. તેમનું નામ ચુનીલાલ.

ચુનીલાલે વ્યવહારિક અભ્યાસ પૂરો કર્યો અને પિતા તથા ભાઈઓના કામમાં મદદગાર થવા લાગ્યા. કોઈપણ કામમાં એમની નજર પહોંચે. કામ કરવાની ખંત પણ એટલી જ. જે જે કામ કરવા હાથમાં લે એમાં જીવ પૂરેપૂરો પરોવી દે કે જેથી તે કામમાં ધારી સફળતા મળે. કોઈને પણ વહાલા થઈ પડવાનો સારામાં સારો કીમિયો તે કામગરાપણું. જે કામચોર હોય નહિ અને કહ્યાગરા હોય તેને લોકો હોંશે હોંશે બોલાવે અને ચાહે. ચુનીલાલ પણ આવા ગુણવાળા હોવાથી આખા કુટુંબમાં પ્રિય થઈ પડયા. જેને કંઈ પણ કામ હોય તે તરત જ ચુનીલાલને સંભારે અને ચુનીલાલ પણ તે માટે ખડે પગે તૈયાર જ હોય.

આમાં નવાઈની વાત તો એ હતી કે ચુનીલાલ તેમને ભળાવેલા કોઈપણ કામમાં

* શ્રી રતિલાલ દીપચંદ દેસાઈના લેખ ઉપરથી સહેજ સુધારા સાથે સાભાર તથા પૂ. આચાર્ય શ્રી વિજયભદ્રંકર સૂરિજીમહારાજના લેખ ઉપરથી સાભાર.

પૂજ્યપાદ સંઘસ્થવિર આચાર્યદેવ **શ્રી બાપજી મહારાજ**

**શ્રીમદ્વિજયસિદ્ધિસૂરીશ્વરજી મહારાજ**



જન્મ : ૧૯૧૧ અમદાવાદ ● દીક્ષા : ૧૯૩૪ અમદાવાદ
ગણી-પંન્યાસપદ : ૧૯૫૭ સુરત ● સૂરિપદ : ૧૯૭૫ મહેસાણા
સ્વર્ગવાસ : ૨૦૧૫ અમદાવાદ.

ઓતપ્રોત થઈ જતા પણ એમનો અંતરંગ રસ તો વૈરાગ્યનો જ. ઘરનું કે બહારનું બધું ય કામ કરે, પણ રહે સદા જળકમળની જેમ નિર્લેપ જ. કામ પાર પાડવામાં એમની નિષ્ઠા પૂરવાર થતી અને એનાથી અલિપ્ત રહેવામાં એમની વૈરાગ્યવૃત્તિ જણાઈ આવતી. આ રીતે એમના જીવનમાં કાર્યનિષ્ઠા અને વૈરાગ્યભાવનાની ફૂલગૂંથણી થઈ હતી. પરિણામે કોઈપણ કાર્ય કર્યાનું એમને અભિમાન નહોતું અને પ્રશંસા સાંભળીને તેઓ ફુલાઈ જતા નહિ. મનને સમતાનો પાઠ જાણે એમણે ઘરમાંથી જ શીખવવા માંડયો હતો. મન આડું અવળું જવા માગે તો અંતરમાં બેઠેલો વૈરાગ એને સીધે માર્ગે રાખતો.

નાનપણમાં એમણે અમદાવાદની જૈન વિદ્યાશાળામાં શ્રી સુબાજી રવચંદ જેચંદની પાસે ધાર્મિક અભ્યાસ કર્યો હતો. શ્રી સુબાજી સારા ધર્મપ્રેમી અને સારા શ્રોતા ગણાતા હતા. તેઓ લગભગ ૩૦૦ વિદ્યાર્થીઓને ધાર્મિક અભ્યાસ કરાવતા હતા. અને વિદ્યાર્થીઓમાં ધાર્મિક સંસ્કાર દૃઢ બને તેવો પ્રયત્ન કરતા હતા. ચુનીલાલની ધર્મશ્રદ્ધામાં શ્રી સુબાજીના શિક્ષણનો નોંધપાત્ર ફાળો છે.

ચુનીલાલ ૧૮-૨૦ વર્ષ ઉંમરના થયા અને સૌનાં માતાપિતાની જેમ એમનાં માતા-પિતાને પણ એમના લગ્નના લહાવા લેવાના મનોરથ થવા લાગ્યા, પણ ચુનીલાલનો આત્મા તો વૈરાગ્યનો ચાહક હતો. એટલે એમનું મન સહજ રીતે લગ્નની દિશામાં કેવી રીતે વળે? માતાપિતા અને કુટુંબીઓને સંસાર ખપતો હતો અને વૈરાગી પુત્રને સંયમની તાલાવેલી લાગી હતી. એ બેનો નિકાલ કોણ લાવે ?

વીસેક વર્ષની વયે આ પ્રશ્ન ઉગ્ર બન્યો. વડીલો કહે પરણાવ્યા વગર રહીએ નહિ અને પુત્ર કહે પરણું નહિ. છેવટે માતાપિતાની આજ્ઞાને વિનીત ચુનીલાલે શિરોમાન્ય કરી અને અમદાવાદમાં જ આકાશેઠ–કુવાની પોળમાં રહેતા ખરીદિયા કુટુંબનાં ચંદનબહેન સાથે તેમનાં લગ્ન થયાં. એ પણ ખૂબ ધર્મ-પ્રેમી હતાં.

લગ્ન તો કર્યું. પણ અંતરનો વૈરાગ્ય ઓસર્યો નહિ બે ત્રણ વર્ષ ગૃહસ્થજીવન ભોગવ્યું અને વળી પાછી વૈરાગ્યની ભાવના તીવ્ર બની ગઈ. ત્રેવીસ વર્ષની ભરયુવાન વયે ચુનીલાલે દૃઢ નિશ્ચય કરી લીધો કે હવે સંયમ લીધે જ છૂટકો.

ફરી પાછો ઘરમાં સંસાર અને વૈરાગ્ય વચ્ચેનો ગજગ્રાહ શરૂ થયો. માતાપિતા અને અન્યકુટુંબીજનોએ ખૂબ વિરોધ કર્યો કે તું આમ દીક્ષા લે તો તારી પત્ની ચંદનબહેનની શી સ્થિતિ થાય ?

કામગરા ચુનીલાલ ઉપર મોટા ભાઈને ખૂબ હેત. એમને તો ચુનીલાલ ચાલ્યા જાય તો પોતાનો જમણો હાથ જવા સમાન દુઃખ થાય, એટલે વિરોધમાં તે સૌની મોખરે હતા. પણ ચુનીલાલ આ વખતે પાકો નિશ્ચય કરી ચૂક્યા હતા. એમનો સત્યાગ્રહ કુટુંબીઓના આગ્રહથી ચઢી જાય તેવો હતો. કુટુંબીઓએ ચુનીલાલને ખૂબ સમજાવ્યા, ધાકધમકી પણ આપી, પણ ચુનીલાલ કોઈ રીતે માન્યા નહિ.

એક દિવસે તો પોતાની મેળે જ મસ્તકનું મુંડન કરાવીને એમણે સાધુવેષ પણ પહેરી લીધો ! કુટુંબીઓ સામે થયા તો ત્રણ દિવસ લગી ભૂખ્યા-તરસ્યા એક ઓરડામાં ભરાઈ રહેવાનું એમણે મંજુર રાખ્યું પણ પોતાનો નિર્ણય ન છોડયો. છેવટે સૌને થયું કે આ વૈરાગી આત્મા હવે સંસારમાં રહેશે નહિ.

લગ્નપ્રસંગે માતાપિતાનો આગ્રહ સફળ થયો હતો. અને આ વખતે ચુનીલાલનો નિર્ણય સૌને મંજુર રાખવો પડયો હતો. આ રીતે ચુનીલાલે પોતાની અણનમ સંકલ્પશક્તિનો સૌને પરિચય કરાવ્યો. **આ સંકલ્પબળ એમના સમગ્ર જીવનમાં અંત સુધી વ્યાપી રહ્યું હતું.**

કુટુંબનો આવો સજ્જડ વિરોધ હોય ત્યાં કોણ સાધુ દીક્ષા આપવા તૈયાર થાય? એટલે પોતાની મેળે સાધુવેશ પહેરીને ચુનીલાલ ઝાંપડાની પોળના ઉપાશ્રયમાં રહ્યા. અને છેવટે મહાપ્રભાવક જંગમ યુગપ્રધાનસમા પરમ મહાપુરુષ શ્રીમણિવિજયજી દાદાએ લવારની પોળમાં સકલ સંઘની હાજરીમાં એમને ભાગવતી દીક્ષા આપી. **તે યાદગાર દિવસ વિ. સં. ૧૯૩૪ના જેઠ વદિ બીજનો હતો.** તે દિવસે ચુનીલાલ મુનિ શ્રી સિદ્ધિવિજયજી બની ગયા. પૂજ્ય મણિવિજયદાદાના એ સૌથી નાના શિષ્ય!

તે વર્ષનું ચોમાસું સિદ્ધિવિજયજીએ પોતાના ગુરુ મણિવિજયદાદા સાથે અમદાવાદમાં જ કર્યું. પરંતુ ચોમાસું પુરું થયું એટલામાં રાંદેરમાં મુનિ શ્રીરત્નસાગરજી બીમાર થઈ ગયાના સમાચાર આવ્યા. મણિવિજય દાદા હતા તો માત્ર સંન્યાસ જ, પણ આખા સંઘનું હિત એમના હૈયે વસેલું અને સૌ કોઈની ચિંતા એ કર્યા કરતા. રત્નસાગરજીની માંદગીના સમાચારથી દાદા ચિંતામાં પડી ગયા; પણ માત્ર ચિંતા કરીને કે મોઢાની સહાનુભૂતિ દર્શાવીને બેસી રહે એવા એ પુરુષ ન હતા. એમણે તરત જ મુનિ સિદ્ધિ વિજયજીને સુરત પહોંચીને મુનિ શ્રીરત્નસાગરજીની સેવામાં હાજર થઈ જવાની આજ્ઞા ફરમાવી.

મુનિ શ્રી સિદ્ધિવિજયજી તાજા જ દીક્ષિત, ગુરુ ઉપર એમને અપાર પ્રીતિ અને ગુરુ સેવાની પૂરેપૂરી તમન્ના, વળી મણિવિજયજી દાદાની ઉંમર પણ ૮૨-૮૩ વર્ષની, અને વૃદ્ધાવસ્થાને કારણે એમની કાયાનો ડુંગર પણ ક્યારેક ક્યારેક ડોલતો લાગતો હતો. આ પરિસ્થિતિમાં મુનિ શ્રી સિદ્ધિવિજયજીનું મન ગુરુજીના સાન્નિધ્યનો ત્યાગ કરવા કોઈ રીતે માનતું ન હતું. પણ ગુરુની આજ્ઞા થઈ, ત્યાં તો છેવટે 'आज्ञा गुरूणामविचारणीया' અથવા 'गुरोराज्ञा गरीयसी' માનીને એને માથે ચઢાવવી જ રહી, મુનિ શ્રી સિદ્ધિવિજયજી એક સાધુની સાથે સત્વર સુરત રત્નસાગરજીની સેવામાં પહોંચી ગયા અને એ ચોમાસું સુરત પાસે રાંદેરમાં કર્યું. ભાગ્યયોગે એ ચોમાસામાં જ (આસો સુદ ૮ મે) મણિવિજય દાદા અમદાવાદમાં સ્વર્ગવાસી થયા. અને મુનિશ્રી સિદ્ધિવિજયજીના મનમાં ગુરુજીનો અંતિમ વિયોગ, ગુરુ ગૌતમની જેમ અપાર વેદના જગાવી ગયો. એમની ગુરુસેવાની ભાવના અધૂરી જ રહી ગઈ. આમ છતાં અમદાવાદનો ચાતુર્માસ દરમ્યાન, દીક્ષા પછીના પાંચ માસ જેટલા ટુંકા ગાળામાં, એમણે ગુરુજીની એવી સાચા દિલથી

સેવા કરી હતી કે આખી જિંદગી ચાલે એવા ગુરૂના આશીર્વાદ મળી ચૂક્યા હતા અને એ રીતે મુનિ શ્રી સિદ્ધવિજયજીનું શિષ્યપણું સફળ થયું હતું.

શ્રી રત્નસાગરજી મહારાજ કાંઈક આકરા સ્વભાવના અને એમાં લાંબા સમયની બીમારી, છતાં મુનિશ્રી સિદ્ધિવિજયજીએ સમભાવ અને શાંતિપૂર્વક સેવા કરીને એમનું દિલ જીતી લીધું હતું. તે એટલે સુધી કે, પછી કોઈ કાંઈ વાત કરવા આવતું તો રત્નસાગરજી મહારાજ એમને મુનિ શ્રી સિદ્ધિવિજય પાસે જ મોકલી આપતા. આ રીતે એમણે રત્નસાગરજી મહારાજની આઠ આઠ વર્ષ સુધી ખડે પગે સેવા કરી. અને તેઓ એક આદર્શ વૈયાવચ્ચ કરનાર લેખાયા.

વળી મુનિ શ્રી સિદ્ધિવિજયજી સુરતમાં હતા તે દરમ્યાન ત્યાંના બીજા કોઈ ઉપાશ્રયમાં ખરતરગચ્છના મુનિ બીમાર પડી ગયા, મહારાજશ્રીને આ વાતની ખબર પડી એટલે પછી એમનો વૈયાવચ્ચપ્રિય આત્મા નિષ્ક્રિય કેમ રહે? મુનિ સિદ્ધિવિજયજીએ એમની પણ સેવાનું કાર્ય ઉપાડી લીધું. રોજ સવારે તેઓ વ્યાખ્યાન વાંચે પછી પછી પેલા ખરતરગચ્છના મુનિ પાસે જાય, એમની સેવા કરે, એમને ગોચરી લાવી આપે અને પછી ઉપાશ્રયે પાછા આવીને ખરે બપોરે એકાસણું કરે, કેવું ઉગ્ર તપશ્ચરણ?

પૂજ્ય મણિવિજય દાદા પોતાની વૃદ્ધ ઉંમર છતાં નવદીક્ષિત મુનિ શ્રી સિદ્ધિવિજયજીને સુરત રત્નસાગરજીની સેવા માટે રવાના કરે અને મુનિ શ્રી સિદ્ધિવિજયજી પોતાની અનેક જવાબદારીઓ છતાં એક ખરતરગચ્છના બીમાર મુનિની સેવા કરવાનું સ્વીકારે એ બીના એટલું બતાવવાને બસ થવી જોઈએ કે તે કાળે સાધુસમુદાયનાં મન કેવાં ભદ્રપરિણામી અને એક બીજાના સુખે સુખી અને દુઃખે દુઃખી થવાની ભાવનાથી સુવાસિત હતાં!

સુરતમાં મહારાજશ્રીની પ્રેરણાથી એક પાઠશાળા સ્થાપવાનું નક્કી થયું. તો એમણે એની સાથે સદ્ગત મુનિ રત્નસાગરજીનું નામ જોડયું. અને એ રીતે પોતાની નિષ્કામવૃત્તિ અને કીર્તિની લોલુપતાનો અભાવ પ્રત્યક્ષ બતાવી આપ્યાં.

સુરતમાં રહ્યા તે દરમ્યાન મુનિ શ્રી સિદ્ધિવિજયજી પૂજ્ય શ્રી આત્મારામજી મહારાજના સંપર્કમાં આવ્યા અને એમની પાસે સૂત્રસિદ્ધાંતનો, ખાસ કરીને ઉત્તરાધ્યયન સૂત્રનો અભ્યાસ કર્યો. બન્ને વચ્ચે ખૂબ પ્રીતિ હતી અને આત્મીયતાનો સંબંધ હતો. પૂ. આત્મારામજી મહારાજ તો એમને 'છોટા ચાચા' કહીને બોલાવતા.

મુનિ શ્રી સિદ્ધિવિજયજીને અભ્યાસની ખૂબ તાલાવેલી, એ માટે એ ગમે તેવી મહેનત કરવાનું અને ગમે તે કષ્ટ સહન કરવાનું ય ન ચૂકે. એકવાર તેઓ છાણીમાં રહેલા હતા. તે કાળે વડોદરા રાજ્યના રાજારામ શાસ્ત્રી સંસ્કૃતના મોટા વિદ્વાન લેખાય. શ્રી સિદ્ધિવિજયજી ને થયું કે આવા પંડિત પાસે કાવ્ય અને ન્યાયનો અભ્યાસ કરવાનું મળે તે કેવું સારું! પણ રહેવું છાણીમાં અને ભણવું વડોદરામાં એ કેમ બને? રોજ છ માઈલ જવું અને છ માઈલ આવવું બાર માઈલની મજલ કરવી અને સાધુજીવનની ક્રિયાઓ સાથે અધ્યયન પણકરવું. પણ મુનિ શ્રી સિદ્ધિ-

વિજયજીનું સંકલ્પબળ અજેય કિલ્લા જેવું હતું. એમણે સવારે છાણીથી વડોદરા જવાનું, વડોદરામાં પંડિતજીની સગવડ મુજબ અધ્યયન કરવાનું અને રોજ છાણી પાછા આવવાનું એ ક્રમ મહિનાઓ સુધી ચાલુ રાખ્યો

સુરત શહેર મહારાજશ્રીનું ખૂબ રાગી. વિ. સં ૧૯૫૭ની સાલમાં ખૂબ ધામધૂમથી ભારે ઉત્સાહપૂર્વક એમને સુરતમાં પૂ. પં. શ્રી ચતુરવિજયજી ગણિવરના વરદહસ્તે પંન્યાસપદવી આપવામાં આવી આ વખતે પંદર હજાર જેટલી જૈનોની મેદની એકત્ર થઈ હતી. જેમાં દૂરદૂરના શહેરોના જૈન આગેવાનો પણ આવ્યા હતા. એક મહિના સુધી આ ઉત્સવ નિમિત્તે જમણવારો થયા હતા. અને તે સમયે એક લાખ રૂપીયાનું ખર્ચ થયું હતું. જે આજે દસ લાખ કરતાં પણ વધુ ગણાય.

વિ. સં. ૧૯૭૫ની સાલમાં વસંત પંચમીના દિવસે મહેસાણામાં એમને આચાર્ય પદવી આપવામાં આવી હતી.

એમનો કંઠ ખૂબ મધુર, ભલભલાને પણ હેરત પમાડે. એમનું વ્યાખ્યાન પણ એવું જ આકર્ષક, એમની વાણી સાંભળી સૌ આનંદમાં તરબોળ થઈ જાય.

જ્ઞાનોપાસના તો જાણે એમના જીવનનું અંગ જ બની ગઈ હતી. એક બાજુ ઉગ્ર અને દીર્ઘ તપશ્ચર્યા અને બીજી બાજુ સતત જ્ઞાનસાધના. બાહ્ય અને અભ્યતંર તપનો એક જ જીવનમાં આટલો સુમેળ વિરલ ગણાય. પ્રાચીન ધર્મગ્રંથો હાથે લખાવવા એ એમની પ્રિયમાં પ્રિય પ્રવૃત્તિ. ગામ-પરગામના અનેક લહિયાઓ પાસે આવા ગ્રંથો લખાવે અને એ લખાઈ રહ્યા પછી એકધારા પીઠફલકના આધાર વગર, કલાકોના કલાકો સુધી બેસીને પ્રાચીન મૂળ પ્રતોના આધારે એનું સંશોધન કરે. એમાં કલાકો વીતી જાય તોય એ ન થાકે કે ન કંટાળે. પ્રતો લખવા સુધારવાનાં સાધનો કલમ, શાહી, હરતાલ, વગેરે એમની પાસે પડયાં જ હોય. આ માટે એક ઊંચી ખાસ ઘોડી કરાવેલી, તે આજે પણ બાપજી મહારાજની જ્ઞાનસેવાની સાખ પૂરે છે. શાસ્ત્રસંશોધનનું આ કાર્ય છેક ૯૦ વર્ષની ઉંમર સુધી, આંખોએ કામ આપ્યું ત્યાં સુધી તેઓ અવિરતપણે કરતા રહ્યા.

આ જ રીતે એમણે જપ, ધ્યાન અને યોગનો (હઠયોગનો) પણ અભ્યાસ કરેલો. કદાચ એમ કહી શકાય કે એમનું સ્વાસ્થ્ય આટલું સારું હતું એમાં હઠયોગનો પણ કાંઈક હિસ્સો હશે. જ્યારે શાસ્ત્રસંશોધનનું કામ થઈ શકે એમ ન હોય ત્યારે તેઓ મનને જપ કે ધ્યાનના માર્ગે વાળી લેતા.

વળી ઉગ્ર અને દીર્ઘ તપશ્ચર્યા માટે તો બાપજીનું જીવન એક આદર્શ સમું થઈ ગયું હતું. સં. ૧૯૫૭ની સાલથી હંમેશાં એકાંતરે ઉપવાસનું ચોમાસી તપ કરતા હતા અને બહોંતેર વર્ષની ઉંમરથી છેક જીવનના અંત સુધી (સં. ૧૯૮૩થી સં. ૨૦૧૫ સુધી)—૩૨ વર્ષ લગી એમણે એકાંતરે ઉપવાસનું વાર્ષિક તપ સતત ચાલુ રાખ્યું હતું, આમાં ક્યારેક બે કે ત્રણ

ઉપવાસ પણ કરી લેતા અને ક્યારેક ૧૦૫ ડીગ્રી જેટલો તાવ આવી જતો તો પણ એ તપમાં ભંગ ન થતો. એમનું આયંબિલ પણ અસ્વાદ વ્રતના નમુનારૂપ હતું. મૂળે તો આયંબિલની વસ્તુઓ જ સ્વાદ વગરની અને લુખી-સુકી હોય.

આટલા ઉગ્ર અને દીર્ઘ તપસ્વી છતાં તેઓ કદી ક્રોધને વશ નહોતા થતા. હંમેશાં સમતાભાવ ધારણ કરતા હતા. એ વાત એમના તપસ્વી જીવન પ્રત્યે વિશેષ આદર ઉત્પન્ન કરે એવી છે. બહુ નારાજ થાય ત્યારે તેઓ દુઃખ સાથે ઠપકા રૂપે માત્ર એટલું જ કહેતા હતા, 'હત તારું ભલું થાય!' પણ સમતા અને લાગણીથી ભરેલા આટલા શબ્દો પણ કોઈની લાગણીને સ્પર્શી જવા બસ થઈ પડતા.

એમનો એક મુદ્રાલેખ હતો કે મનને જરાય નવરું પડવા ન દેવું, કે જેથી એ નખ્ખોદ વાળવાનું તોફાન કરી બેસે. એમની તપ, જપ, ધ્યાન, સ્વાધ્યાય અને યોગની બધી ય પ્રવૃત્તિઓ પાછળ આ આત્મજાગૃતિ જ સતત કામ કરતી રહી, આવી અપ્રમત્તતાનો પાઠ શિખવાની બહુ જરૂર ગણાય.

એમના હાથે અનેક પ્રતિષ્ઠાઓ અને અંજનશલાકાઓ થઈ અને ભાઈ-બહેનોની દીક્ષાઓ તો એમના હાથે સેંકડોની સંખ્યામાં થઈ છે. આમ છતાં એમનો પોતાનો શિષ્ય સમુદાય ચાલીશેક સાધુઓનો જ છે. એ બીના એમ બતાવે છે કે તેઓ શિષ્યમોહમાં ફસાયા નહોતા, એમને તો ફક્ત એટલાથી જ સંતોષ અને આનંદ થતો કે અમુક ભાઈ કે બહેનને ધર્મ બોધ થયો છે, ભલે પછી એ ગમે તેનાં શિષ્ય-શિષ્યા બને. શિષ્ય માટેની આવી નિરીહ-વૃત્તિ સાચે જ વિરલ ગણાય.

શિષ્યો પ્રત્યે વાત્સલ્યભાવ પણ એમને બહુ. જે કોઈને અભ્યાસ કરવો હોય એને માટે જોઈતી બધી જ સગવડની ચિંતા રાખતા.

પોતાના જીવનને તો એ પૂર્ણ સ્વાશ્રયી રાખવા જ પ્રયત્ન કરતા. બને તેટલી બીજાની ઓછી સેવા લેવી પડે, એ રીતે એમણે એમના જીવનને કેળવ્યું હતું.

કૃતજ્ઞતા ગુણ એવો હતો કે પોતાના ગુરૂને એ કદી પણ ન વિસરી શકતા. ૧૯૯૫ની સાલમાં સાણંદમાં પૂજ્ય મણિવિજયજી દાદાની મૂર્તિની પ્રતિષ્ઠા થઈ અને પૂ. બાપજી તે વખતે ન જઈ શક્યા તો છેવટે બીમારી અને સખત તાપ હોવા છતાં વિહાર કરીને સાણંદ જઈને ગુરૂમૂર્તિનાં દર્શન કર્યાં ત્યારે જ એમને સંતોષ થયો.

વળી એક અજબની વાત તો જુઓ, વિ. સં. ૧૯૯૫ની સાલની આ વાત છે. અમદાવાદના રાજમાર્ગ ઉપર એક વયોવૃદ્ધ સાધુ, બાળક પા-પા-પગલી માંડે એમ, થોડું થોડુ ચાલવાનો પ્રયત્ન કરી રહ્યા છે. એમના દીલમાં ૮૫ વર્ષની જઈફ ઉંમરે ગિરનાર અને શત્રુંજયના પહાડો ચઢીને ત્યાં વિરાજતા દેવાધિદેવનાં દર્શન કરવાના કોડ જાગે છે. એ પૂ. બાપજી એ ઉંમરે ધીમી ધીમી મજલ કાપીને, ડોળીની મદદ લીધા વિના જ એ બન્ને ગિરિરાજોની યાત્રા

કરીને પાછા ફર્યા. કોઈએ પાલીતાણામાં ચોમાસું કરવાનું સૂચન કર્યું તો, આટલી ઉંમરે ગિરિરાજની સ્પર્શના મુશ્કેલ અને તીર્થભૂમિની નિરર્થક આશાતના થાય, એ માટે એમણે એનો ઈનકાર કર્યો. આટલી વૃદ્ધ ઉંમરે આટલી જાગૃતિ સૌ કોઈને નમન કરવા પ્રેરે એવી છે.

એમની દીક્ષા બાદ પાંચેક વર્ષે એમનાં પત્ની, સાસુ અને સાળાએ પણ દીક્ષા લીધી હતી. એમનાં પત્નીનું નામ ચંદનશ્રીજી રાખ્યું હતું. તેઓનો પણ આજે ત્રણસો જેટલો સાધ્વી પરિવાર છે.

વખતને સાચવવામાં પણ પૂ. બાપજી પૂરા ખબરદાર, નક્કી સમયે નિર્ણીત કામ થવું જ જોઈએ. ક્યાંક પૂજામાં જવાનું હોય, અને સામો માણસ વખતસર તેડવા ન આવે તો, આચાર્ય હોવા છતાં તેઓ વખતસર રવાના થઈ જ ગયા હોય, આત્મસાધકને કાળક્ષેપ કરવો કેમ પાલવે?

મેં પૂજ્ય બાપજીના સમુદાયના જાણીતા વિદ્વાન મુનિ શ્રી જંબૂવિજયજી મહારાજ તથા અન્યમુનિરાજ પાસે એમનું (બાપજીનું) ચરિત્ર હોય તો તેની માગણી કરી, તો મને કહેવામાં આવ્યું કે પૂ. મણિવિજયજી દાદાના જીવનચરિત્રમાં બાપજીના જીવનસંબંધી કેટલીક માહીતી બે પાનામાં આપવામાં આવી છે. તે સિવાય બીજું કાંઈ સાહિત્ય અમારી પાસે નથી. આ સાંભળીને બાપજીની કીર્તિ પ્રત્યેની નિષ્કામતાની મન ઉપર ભારે અસર થઈ. આપણા પ્રાચીન જ્યોતિર્ધર મહાપુરૂષોએ પોતાના જીવનની હકીકતો સાચવી ન રાખી, એ સામે આજના ઇતિહાસકારોની ભારે ફરીયાદ છે, પણ જે આત્મસાધના માટે નીકળ્યા હોય તે પોતાની કીર્તિને સાચવવાની શી ખેવના કરે? તેઓ તો પોતાની જાતને નામનાથી દૂર રાખવામાં જ કૃતાર્થતા માનતા હોય છે. પૂજ્ય બાપજી મહારાજ આવા જ એક કીર્તિના નિષ્કામી પુરુષ હતા.

મંત્રજાપ એ પૂ. બાપજી મહારાજના જીવનનું એક અગત્યનું અંગ હતું. જીવનના ઘણા પ્રારંભકાળથી મંત્રજાપના તેઓશ્રી અખંડ ઉપાસક હતા. હંમેશાં રાત્રે એક વાગે નિયમિત રીતે તેઓશ્રી જાગૃત થઈ જતા અને આખી રાત મંત્રજાપ કરતા. દિવસે પણ ખાસ પ્રસંગ સિવાય ભાગ્યે જ તેઓ વાતચીત કરતા હતા. મંત્રજાપ તેઓશ્રીને આંગળીના ટેરવે ચાલ્યા જ કરતો. તેઓશ્રી ખાસ કરીને સૂરિમંત્રના એક મંત્રનો રોજ દશ લાખ જેટલો મંત્રજાપ કરતા હતા. આવી તેમને અદ્ભુત મંત્રસિદ્ધિ પ્રાપ્ત થઈ હતી. જીવનના અંતિમ દિવસ સુધી પણ આ સૂરિમંત્રની ઉપાસના તેઓશ્રીના જીવનમાં અખંડ રીતે અને અપ્રમત્તભાવે ચાલુ રહી હતી.

પૂજ્યશ્રી સં. ૨૦૧૫ના અમદાવાદના ચાતુર્માસમાં પર્યુષણ પર્વ સુધી તો સ્વસ્થ હતા. તપ-જપ-વ્યાખ્યાનાદિ સર્વ ક્રિયાઓ કરતા હતા. તેઓશ્રીને પર્યુષણ પછી સામાન્ય શરદી થઈ, તેમાંથી અશક્તિ થઈ અને ભાદરવા વદ ૧૧ થી કાંઈક વધારે અશક્ત જણાયા અને વદ ૧૪ ના સમાધિપૂર્વક કાળધર્મ પામ્યા—સ્વર્ગવાસી થયા. અને વદ અમાસના દિવસે ભવ્ય

શ્મશાનયાત્રા નીકળી ત્યારે શહેરના અગ્રગણ્ય સર્વ શ્રાવકો અને બહારગામથી આવેલા હજારો ભાવુકોની મેદનીથી રસ્તા ઉભરાયા. પોલીસ ઇન્સપેક્ટરે પણ પાલખી ઉપાડીને હર્ષ માન્યો. જગન્નાથજીના મહંત શ્રી નરસિંહદાસજીએ પોતાના આશ્રમે પાલખી રોકી નમસ્કાર કરી ચાદરની ભેટ કરી અને વયથી સમોવડીયા વૃદ્ધ પુરુષની વિદાયનું દુઃખ વ્યક્ત કર્યું અને અગ્નિસંસ્કાર કરી સૌ વિદ્યાશાળાએ આવ્યા. આ બાજુ બધા ઉપાશ્રયોથી પૂ. આચાર્યો, પંન્યાસો અને મુનિવરો પધાર્યા અને ચતુર્વિધ સંઘની મોટી હાજરીમાં સૌએ દેવવંદનની ક્રિયા કરી. શ્રી સંઘને કટોકટીના વખતે ખોટ પડી એવા ઉદ્ગારો સાથે બધા વિખરાયા.

પૂજ્ય બાપજી મહારાજ તો હવે ચાલ્યા ગયા છે. પણ એમના અનેક સદ્ગુણો આપણને આપતા ગયા છે. એમાંના બને તેટલા સદ્ગુણોના સ્વીકારમાં જ એમનું સાચું સ્મરણ રહેલું છે.

કીર્તિની કામનાથી મુક્ત એવા વયોવૃદ્ધ અને તપોવૃદ્ધ પૂ. બાપજી મહારાજના આત્માને વારંવાર ભાવપૂર્વક વંદના કરીએ છીએ.

લી. ભવદીય

**પંડિત નરોત્તમદાસ નગીનદાસ શાહ**

જૈન સાહિત્ય વિકાસ મંડળ : મુંબઈ

---

# આધારભૂત ગ્રંથોના સંકેતની સમજૂતી

જૈ. પ. ઇ.–જૈન પરંપરાનો ઇતિહાસ ભા. ૧-૨-૩
સંપાદક–ત્રિપુટી મહારાજ.
વિ. સં. ૨૦૦૯.

જૈ. સા. સં. ઈ.–જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ
સં. મોહનલાલ દલીચંદ દેસાઈ.
પ્રકાશક: જૈન શ્વેતાંબર કોન્ફરન્સ
વિ. સં. ૧૯૮૯.

પ્રા. જૈ. લે. સં.–પ્રાચીન જૈન લેખ સંગ્રહ
સં. શ્રી જિનવિજય.
પ્રા૦ જૈન આત્માનંદ સભા–ભાવનગર
વિ. સં. ૧૯૭૩.

આ. પ. ક્ર.–આચાર્ય પરિચય ક્રમ

શેઠ શ્રી અમૃતલાલ કાલીદાસ દોશી
(૧૮૯૪-૧૯૭૭)



## ॥ શ્રી શંખેશ્વર પાર્શ્વનાથાય નમઃ ॥

શ્રી જૈન સાહિત્યવિકાસ મંડળના સ્થાપક શેઠશ્રી અમૃતલાલ કાળીદાસ દોશી આજથી લગભગ ૨૦ વર્ષ પૂર્વે જામનગરમાં પૂજ્યપાદ ગુરુદેવ મુનિરાજશ્રી ભુવનવિજયજી મહારાજના સંપર્કમાં આવ્યા ત્યારથી અત્યાર સુધી તેમનો ઉત્તરોત્તર ગાઢ સંપર્ક મારે રહ્યો છે. અનેકવિધ શાસ્ત્રપ્રવૃત્તિઓમાં તેઓ મને પ્રેરક અથવા સહાયક રહ્યા છે. આ વર્ષો દરમ્યાન તેમના અનેક વિરલ અને વિશિષ્ટ ગુણોનો મને અનુભવ થયો છે.

ધર્મપ્રેમી, શ્રદ્ધાળુ, ઉદાર અને શાસ્ત્રભક્ત તો તેઓ હતા જ, તે ઉપરાંત મોટા ઉદ્યોગપતિ હોવા છતાં તેઓ અત્યંત જ્ઞાનપિપાસુ હતા. જ્યાં જ્યાંથી જ્ઞાન પ્રાપ્ત થાય ત્યાં ત્યાંથી વિના સંકોચે અત્યંત નમ્રતાથી જ્ઞાન મેળવવા માટે તેઓ ખૂબ આતુર અને પ્રયત્નશીલ હતા. વિદ્વાનો અને જ્ઞાનગોષ્ઠી તેમને અત્યંત પ્રિય હતી. વિવિધ વિષયના શાસ્ત્રોમાં તેમને રસ તો હતો જ તેમાં પણ મંત્ર, યોગ, અને ધ્યાનના વિષયમાં તેમને ઘણો જ રસ હતો. એટલું જ નહિ પણ એ વિષયમાં અતિવિશાળ વાંચન કરીને શાસ્ત્રોના ગૂઢાર્થને ઉકેલવા તેઓ રાત-દિવસ ખૂબ પ્રયત્ન કરતા હતા. જે તેમની સાથે વાતચીતોમાં તથા પત્રવ્યવહારમાં અનેકવાર જોવા મળતું હતું. તેમની આ ઉત્કટ સાધનાનું ફળ તેમના પોતાના લખેલા ચિંતનાત્મક ગ્રંથોમાં તથા તેમણે તૈયાર કરાવેલા ગ્રંથોમાં અમુક અંશે જોવા મળે છે. યોગ તથા મંત્ર આદિ વિષેનું તેમનું ચિંતન, મનન અને સંશોધનકાર્ય એ ઐતિહાસિક વસ્તુ છે.

એક ઉદ્યોગપતિના જીવનમાં આવી જ્ઞાનઝંખના અને સાધના જોવા મળે એ બહુ વિરલ ઘટના છે. છેલ્લી અવસ્થામાં શ્વાસ લેવામાં પણ જ્યારે તેમને ઘણી મુશ્કેલી પડતી હતી ત્યારે પણ આ વિષયમાં તેમની કેટલી રૂચિ અને તન્મયતા હતી તે તેમના પોતાના હાથે વિસ્તારથી લખેલા તા. ૨૨-૧૨-૭૬ના મારા ઉપરના પત્રમાંના નીચેના લખાણથી પણ સમજી શકાય છે.

"યોગશાસ્ત્ર, દ્વાદશાર નયચક્ર, સૂરિમંત્રકલ્પ સમુચ્ચય, શ્રાદ્ધપ્રતિક્રમણ- પ્રબોધટીકા આ સઘળા પતે નહિ ત્યાં સુધી મારો જીવ આ ખોળિયું છોડશે નહિ, એ પતી ગયા પછી એક સમય વધારે થશે નહિ. આપની જેમ મને પુષ્કળ ચિંતા છે."

આ પત્ર લખ્યા પછી સોળમા દિવસે જ તેમનો સ્વર્ગવાસ થયો હતો. જીવનભર શ્રુતજ્ઞાનની જે ઉપાસના કરી હતી તેનું મધુર ફળ તેમના સમાધિમય મરણમાં જોઈ શકાય છે.

શ્રી જૈન સાહિત્ય વિકાસ મંડળ દ્વારા જે વિશિષ્ટ રીતે શ્રુતજ્ઞાનની ગંગા વહાવવી તેમણે શરૂ કરી છે તે શ્રુતજ્ઞાનની ગંગાનો પ્રવાહ દેવ-ગુરુકૃપાએ સતત વહેતો રહે તથા ઉત્તરોત્તર વિશાળ થતો રહે એજ પ્રભુના ચરણોમાં પ્રાર્થના.

વિક્રમ સંવત ૨૦૩૩
ફાગણ સુદિ ૧૦
માંડકા (જીલ્લા : બનાસકાંઠા)

પૂજ્યપાદ ગુરૂદેવ મુનિરાજશ્રી
ભુવનવિજયાન્તેવાસી
મુનિ જંબૂવિજય

[શ્રી જૈન સાહિત્ય વિકાસ મંડળના સ્થાપક અને તેના પ્રાણ સમાન શેઠશ્રી અમૃતલાલ કાળીદાસ દોશીના જીવનકાળ દરમ્યાન જ આ પ્રકાશિત થતો ગ્રંથ-સૂરિમંત્ર કલ્પસમુચ્ચય બીજો ભાગ સંપૂર્ણ પણે છપાઈ ગયો હતો. પ્રસ્તાવના આદિ પણ છપાઈ ગયાં હતાં. પ્રકાશનવિધિ જ ખાસ બાકી રહી હતી. તે વિધિ થાય તે પૂર્વે જ તેઓશ્રીનો સ્વર્ગવાસ થયો હોવાથી તેઓશ્રી તરફ કૃતજ્ઞતા રૂપે જૈ. સા. વિ. મં. તરફથી તેમની જીવન ઝરમર અહીં સંક્ષેપમાં રજુ કરવામાં આવે છે.]

# શેઠશ્રી અમૃતલાલ કાલીદાસ દોશી

## ❀ જીવન ઝરમર ❀

ઊંચા હિમાલયની શ્વેત ગિરિકંદરાઓ વચ્ચે આવેલા કોઈ સરોવરની કલ્પના કરો અને તેનાં નિર્મળ ઝીલમીલ થતાં પાણીના તરંગોમાં તરતાં બાલ સૂર્યનાં [Rising Sun]નાં તેજકિરણો જુવો. અંતરપટ પર તેનું જે વિમળ અને ભવ્ય દશ્ય અંકિત થાય તેના જેવું શ્રી અમૃતલાલ કાલીદાસ દોશીનું બાહ્ય અને આંતર વ્યકિતત્વ હતું: સૌમ્ય, પ્રસન્ન અને ઓજસ્વી.

સપ્રમાણ ઊંચી દેહયષ્ટિ, એકવડું શરીર, સ્ફટિક કે સંગેમરમરના આરસ જેવો સફેદ વાન, ઝગારા મારતું વિશાળ લલાટ, ઊંડાણને તાગતી ઝીણી પાણીદાર આંખો. વ્યકિત, વસ્તુ અને વિચારની ગંધને દૂરથી જ પારખી લેતાં એવાં પહોળાં નસકોરાં, પ્રભાવક લાંબા કાન અને મલપતા હોઠ, સફેદ ધોતિયું અને સફેદ પહેરણ પહેરી ઉઘાડા માથે બેઠા હોય તો દૂરથી જોનારને પહેલી નજરે અમૃતલાલભાઈ કોઈ ઋષિ જણાય. ટટ્ટાર બેઠા હોય અને દુનિયાને વિસરી પોતાના સ્વાધ્યાયમાં લયલીન હોય અને તેમની સાથે વાતો કરતાં કે તેમના સાન્નિધ્યમાં મૌનપણે બેસતાં જાણે ગંગાસ્નાનનો આહલાદક રોમાંચ અનુભવાય.

### ● સંસ્કારનું સિંચન ●

શ્રી અમૃતલાલભાઈનો જન્મ વિ. સં. ૧૯૫૦માં શરદપૂનમે થયો હતો. દિનાંક ૧૪મી ઓક્ટોબર ૧૮૯૪ દિવસ રવિવાર. પિતાનું નામ શ્રી કાલિદાસ વીરજી દોશી. માતાનું નામ સંતોકબાઈ. તેમનું મૂળ વતન સૌરાષ્ટ્રમાં જામનગર પાસેનું મોડા ગામ.

શ્રી કાલિદાસભાઈની આર્થિક સ્થિતિ સામાન્ય. પરંતુ તેમનો સંસ્કાર વૈભવ ઘણો સમૃદ્ધ હતો. વિશાળ કુટુંબની જવાબદારી સફળતાથી ઊપાડતા સંસારના અનેક તડકા-છાંયડામાંથી તે પસાર થયેલા. જેવા કરૂણાળુ હતા તેવા જ ઉદારચિત્ત હતા. અને આપકારી ઉપર પણ પ્રેમભાવે ઉપકાર કરતા હતા. પોતાનો અભ્યાસ ઝાઝો ન હતો પરંતુ ઉચ્ચ શિક્ષણનું મહત્ત્વ તેમને તે જમાનામાં સમજાયું હતું. અને પોતાના પનોતા પુત્રને આગ્રહ કરીને કોલેજ સુધીનું ઉચ્ચ શિક્ષણ અપાવ્યું હતું.

પોતાનું કર્તવ્યનિષ્ઠ અને કર્મઠ જીવન, સહનશીલતા અને ધીરજ, સાદાઈ અને કરકસર, ઉમદા અને ઉચ્ચ ભાવનાઓ, સારા-માઠા પ્રસંગોમાં પણ સદાય હસતા રહેવાનો સ્વભાવ, અજાણ્યાઓ પ્રત્યે પણ નિઃસ્વાર્થ પ્રેમ, બીજાનું કંઈક ભલું કરી છૂટવાની તમન્ના, હૈયે સતત પરમાત્માનું સ્મરણ, પરમાત્મા પ્રત્યે દઢ શ્રદ્ધા, ધર્મ પ્રત્યે અનુરાગ વગેરે સંસ્કાર અને ગુણોની અસર શ્રી અમૃતલાલભાઈના જીવનમાં બાલ્યાવયથી જ પડી.

પિતાના જીવનના ઊંડા પ્રભાવના લીધે, ઉગતી જવાનીમાં જ તેઓશ્રી મોજ-શોખથી વિરકત બન્યા. સાદાઈને જીવનનો શણગાર માન્યો. કોલેજમાં ભણતા હતા ત્યાં સુધી તેમને પિતાના પ્રેમ, પ્રેરણા અને પ્રોત્સાહન મળ્યાં. પિતાની સમ્યક્ કેળવણીથી તેમનું અંતર અને બાહય વ્યકિતત્વ સુંદર રીતે ખીલતું ગયું. પિતાના પ્રેમ અને વિશ્વાસને તેમણે પિતાની હયાતીમાં જ તપાવ્યા. એમ કહી શકાય કે જયોતમાંથી જયોત પ્રકટે તેમ એક ઉદાત્ત જીવનમાંથી બીજું તેવું જ ઉદાત્ત જીવન ઝગમગી ઊઠયું.

## ● અભ્યાસ ●

મેટ્રીક સુધીનો વ્યાવહારિક અભ્યાસ તેમણે જામનગરમાં કર્યો હતો. અને બી. એ. સુધીનો ઉચ્ચ અભ્યાસ, જુનાગઢમાં કર્યો. જે જમાનામાં કેળવણી પ્રત્યે લોકોને ઓછો રસ અને રુચિ હતાં તેમજ ઉચ્ચ અભ્યાસ કરવો એ સાહસ ગણાતું તે જમાનામાં ૧૯૧૮માં તે બી. એ. થયા. સંસ્કૃત અને ફિલોસોફી - તત્વજ્ઞાનના ગંભીર વિષયો લઈ બી. એ. ની ડીગ્રી મેળવી હતી. અમૃતલાલભાઈ સફળ અને યશસ્વી જૈન પ્રાચીન સાહિત્ય સંશોધક બની શકયા તેના બીજ તેમણે બા. એ. થવા માટે પસંદ કરેલા આ બે વિષયોમાં જોઈ શકાય છે.

## ● જવાબદારી અને સિદ્ધિનાં સોપાન ●

બી. એ. થઈને વૃદ્ધ પિતાનો બોજો હળવો કરવા ઝંખતા અમૃતલાલભાઈની ઈચ્છા ફળી નહિ, એ સૌભાગ્ય જોઈને ઉલ્લાસ અનુભવવા કાલીદાસભાઈ ત્યારે ન હતા. બી. એ.નો છેલ્લા વરસનો અભ્યાસ પૂરો થાય તે પહેલાં જ તેમના પિતા આ ફાની દુનિયા છોડી ચાલ્યા ગયા હતા. પિતાના અવસાનથી મોટા કુટુંબના ભરણપોષણની જવાબદારીનો ભાર ઉગતી યુવાન ઉંમરમાં જ તેમના ઉપર આવી પડયો.

'કર્મરેખા બલિયસી'–કર્મ રેખા બળવાન છે એમ સમજીને તેમણે આ પવિત્ર જવાબદારી ઉપાડી લીધી. ૧૯૧૮માં સ્નાતક બન્યા બાદ તુરત તે મુંબઈ આવ્યા અને પોતાની વીશા શ્રીમાળી જૈન જ્ઞાતિના શેઠ શ્રી લઘુભાઈ દામજી દોશીની "પેઈન્ટ મેન્યુફેકચરીંગ કંપની"ની નોકરીમાં જોડાયા. વિજ્ઞાનના સ્નાતક ન હોવા છતાં રંગ અને રસાયણ ક્ષેત્રમાં અભ્યાસ અને કામ કરવાની સૂઝ, કામ પ્રત્યેની ચીવટ અને ચોકસાઈ, વફાદારી અને પ્રમાણિકતા, ચપળતા અને કઠોર પરિશ્રમ વગેરે તેમના ગુણોથી આકર્ષાઈને 'બી. શિવચંદ જેઠાલાલ એન્ડ કું.' એ તેમને ભાગીદાર થવા સામેથી નિમંત્રણ આપ્યું, અને ૧૯૨૪માં ધંધામાં ભાગીદાર બન્યા. ૧૯૨૮માં વિદેશની એલ. હોલીડે એન્ડ કું.ની સોલ એજન્સી લીધી. ભારતમાં પ્રતિનિધિત્વ કરતી આ કંપનીના ડીરેકટરોને મળવા તેમણે ૧૯૩૪માં ઈંગ્લેન્ડની સફર ખેડી. સાથોસાથ તેમણે ફ્રાન્સ, હોલેન્ડ, સ્વીટ્ઝરલેન્ડ અને જર્મનીની પણ મુલાકાત લીધી.

વ્રતધારી શ્રાવકને છાજે તેવી રીતે તેમણે આ વિદેશની સફર ખેડી. ૧૯૩૪માં વિદેશની ધરતી પર જૈનત્વને ટકાવી રાખવાની કોઈ જ સાનુકૂળતા ન હતી. આથી અમૃતલાલભાઈ વિદેશના ચાર-છ માસના રોકાણ દરમિયાન માત્ર દૂધ અને ફળ પર જ રહ્યા. જેવા શુદ્ધ જૈન ભારતમાં હતા તેવા જ શુદ્ધ જૈન વિદેશમાં પણ રહ્યા.

વિદેશથી પાછા ફર્યા બાદ થોડા સમયમાં તેમણે 'બી. શીવચંદ જેઠાલાલ એન્ડ કું.'નું કલેવર ધરમૂળથી બદલી નાખ્યું. આ કંપની પછી 'બી. શીવચંદ અમૃતલાલ એન્ડ કું'. બની. સમયાંતરે તેનું નામ બદલીને 'અમૃતલાલ એન્ડ કું. લી.' રાખ્યું.

૧૯૪૧માં તેમણે ધંધામાં હરણફાળ ભરી. પોતાના ધંધાની વધતી જવાબદારીઓમાં તેમણે પોતાના ભત્રીજા શ્રી જે. એચ. દોશીને સહભાગી બનાવ્યા, અને આ 'કાકા-ભત્રીજા'ની જોડીએ પોતાના વિકસતા જતા વ્યવસાયને વિશ્વ વ્યવસાયની ક્ષિતિજે મૂકી દીધો. ૧૯૫૪માં તેમણે 'અમર-ડાઈ-કેમ લીમીટેડ' નામનું વિશાળ ઔદ્યોગિક સંકુલ ઊભું કર્યું. ડાય-સ્ટફ અને રંગ-રસાયણના ક્ષેત્રમાં આજ "અમર-ડાઈ-કેમ" પહેલી હરોળનું નામ બની ચૂક્યું છે.

## ◎ સામાજીક સિદ્ધિ ◎

ઔદ્યોગિક ક્ષેત્રના જેવી જ યશસ્વી અને ઝળહળતી સફળતા અને પ્રતિષ્ઠા તેમણે સામાજિક અને સાહિત્યિક ક્ષેત્રોએ પણ પ્રાપ્ત કરી છે. માત્ર પૈસા રળવામાં જ તેમણે પોતાના જીવનની ઈતિશ્રી નહોતી માની. ધંધાના પ્રશ્નોમાં જ તે ગુંથાયેલા નહોતા રહ્યા. જૈનધર્મ અને જૈન સમાજના પ્રશ્નોમાં પણ એમણે સક્રિય રસ લીધો હતો.

૧૯૫૨માં જૈન શ્વેતામ્બર કોન્ફરન્સ વિવિધ પ્રવૃત્તિઓથી ધમધમતી હતી. સમાજ અને રાષ્ટ્રમાં ત્યારે તેનું નિર્ણયાત્મક સ્થાન હતું. તેનો અવાજ આદેશાત્મક બની રહેતો હતો. આવી ગૌરવવંતી કોન્ફરન્સના સુવર્ણજયંતી અધિવેશનનું અધ્યક્ષપદ તેમણે શોભાવ્યું હતું અને ચારે ય ફિરકાઓની પ્રતિનિધિત્વવાળી સંસ્થા. "ભારત જૈન મહામંડળ"ના ૧૯૬૬ના ૩૧મા અધિવેશનમાં તેમના અધ્યક્ષપદે "ભગવાન મહાવીર સ્વામીનો ૨૫૦૦મો નિર્વાણ મહોત્સવ" અખિલ વિશ્વ ધોરણે ઉજવવાનો ઐતિહાસિક ઠરાવ થયો હતો. ભારતભરનાં જૈન દેરાસરોની માર્ગદર્શક પ્રતિષ્ઠિત સંસ્થા "શેઠ આણંદજી કલ્યાણજી પેઢી"ના વરસો સુધી ટ્રસ્ટી રહ્યા હતા. આ પેઢીનું બંધારણ ઘડવામાં તેમણે મહત્વનો ભાગ ભજવ્યો છે. આ બંધારણ તૈયાર કરવામાં તેમણે છ માસ સુધી ગંભીર અને ગહન પ્રયત્ન કર્યો હતો.

આ અને આવી બીજી નાની મોટી સંસ્થાઓમાં તેમણે આપેલ સક્રિય સેવાઓમાં તેમના એક વિશિષ્ટ વ્યકિતત્વનો પરિચય થાય છે. કોન્ફરન્સ અને ભારત જૈન મહામંડળના અધિવેશનના અધ્યક્ષપદેથી આપેલા પ્રવચન, અમદાવાદ આચાર્ય મહારાજશ્રી અમૃતસૂરિની નિશ્રામાં યોજાયેલ 'કર્મગ્રન્થ' પ્રકાશન સમારોહ પ્રસંગે આપેલ તથા તેવા સમયોચિત અન્ય પ્રવચનો આજ પણ એટલા જ મનનીય અને પ્રેરક છે. આ પ્રવચનો દર્શાવે છે કે અમૃતલાલભાઈ કુશળ વકતા જ ન હતા. સુસ્પષ્ટપણે પોતાના મંતવ્યો રજુ કરનારા, નિર્ભય તત્ત્વચિંતક પણ હતા.

## ◎ વિવેકપૂર્ણ દાનપ્રવાહ ◎

અમૃતલાલભાઈના વ્યકિતત્વનું આગવું તરી આવતું જીવન લક્ષણ છે. જાગ્રત વિવેક. વિવેકથી બોલતા, વિવેકથી વર્તતા. વિવેકથી બેસતા, વિવેકથી ઊઠતા. તેમના જીવનના દરેક સોપાનમાં વિવેકની પરિમલ મ્હેકે છે. આથી જ તેમણે નામના મોહ વિના વિશુદ્ધ લોક-કલ્યાણના હેતુ માટે જ દાન કર્યાં.

૧૯૪૨માં તેમણે પોતાના પૂજ્ય પિતાશ્રીની પુણ્યસ્મૃતિમાં પાલિતાણામાં તળેટી પાસેના આગમ મંદિરમાં "શ્રી સિદ્ધચક્ર ગણધર મંદિર"નું નિર્માણ કરાવ્યું. આ મંગળ પ્રસંગે બ્રહ્મચર્ય વ્રતને અંગીકાર કર્યું. પિતાનું યત્કિંચિત્ ઋણ ચુકવવા રૂ. ૮૦ હજારની માતબર રકમનો ત્યારે સદ્વ્યય કર્યો. અમૃતલાલભાઈનું સમગ્ર જીવન જોતાં તેમનું આ મંદિરનું નવનિર્માણ ઘણું જ સૂચક જણાય છે. અમૃતલાલભાઈએ "શ્રી સિદ્ધચક્ર ગણધર મંદિર" બંધાવી પોતાની આતમભાવનાના મંગળ દર્શન કરાવ્યાં. છે. સિદ્ધચક્ર એટલે યોગનું આલંબન અને ગણધર ભગવંતો એટલે શ્રુતજ્ઞાનના પ્રતીક. અમૃતલાલભાઈના જીવનની છેલ્લી ચાલીશીમાં યોગ અને શ્રુતજ્ઞાનની જે ઉત્કટ સાધના જોવા મળે છે તેનું આ મંદિર કદાચ પ્રથમ પ્રકટીકરણ જણાય છે.

ઉચ્ચ કેળવણી પોતે લીધી હતી અને તે માટે પોતે વેઠેલાં દુઃખોમાંથી જીવનપાઠ શીખીને તેમણે જામનગરમાં "કાલીદાસ વીરજી દોશી ચેરીટીઝ ટ્રસ્ટ"ની સ્થાપના કરી નબળા વર્ગનો પણ લાયક વિદ્યાર્થી પૈસાના અભાવે કેળવણીથી વંચિત ન રહે. તેવી સમસંવેદનામાંથી આ ટ્રસ્ટ અને બીજા ટ્રસ્ટોની સ્થાપના કરી હતી. અને આ દ્વારા જૈન તેમજ જૈનેતર કોઈ પણ ગરીબ વિદ્યાર્થીને સહાય અપાય છે.

અમૃતલાલભાઈનાં લગ્ન ૧૯૧૨માં શેઠ શ્રી દેવચંદ મૂળચંદ સુતરીયાની સુપુત્રી મૂળીબેન સાથે થયાં હતાં. તેમના આ પ્રસન્ન દાંપત્યથી તેમને ચાર સંતાન થયાં. ત્રણ પુત્રો. (૧) રસિકભાઈ (૨) ચંદ્રકાંતભાઈ (૩) અરૂણભાઈ અને એક પુત્રી જ્યોત્સનાબેન. તેમનું દાંપત્ય જીવન ૬૨ વર્ષ રહ્યું. ધર્મપત્ની મૂળીબેનનું જામનગરમાં તા. ૨૪-૨-૭૪ના રોજ અવસાન થયું. ત્યારે તેમની પુણ્યસ્મૃતિમાં તેમણે જામનગરમાં "અન્નપૂર્ણા સમિતિ" સંસ્થા ઊભી કરી. સ્ત્રી એટલે અન્નપૂર્ણા. આ કલ્પનાને તેમણે આ સમિતિમાં સાકાર કરી અને રૂ. ૫૦,૦૦૦)નું દાન કર્યું. આ સમિતિએ રાહતના ભાવે અનાજ વગેરેનું ૧૫ માસ વિતરણ કર્યું અને મોંઘવારીમાં ભિંસાઈ રહેલાં સેંકડો કુટુંબોને રાહત પહોંચાડી. એ જ પ્રમાણે દોશી પરિવારે જામનગરમાં દોશી કાલીદાસ વીરજી આર્ટ્સ એન્ડ સાયન્સ કોલેજની સ્થાપના માટે રૂ. ૨,૫૦,૦૦૦,નું દાન આપ્યું. હવે ભારતીય વિદ્યા ભવનને રૂ. ૧૦ લાખનું દાન અને જમીન મળ્યાં એટલે તેમણે મહિલા કોલેજની સ્થાપના કરી છે અને અમૃતલાલભાઈના શિક્ષણના ક્ષેત્રે મળેલા ઉમદા ફાળાને લક્ષમાં લઈને તેમનું નામ જોડીને "અમૃતલાલ કાલીદાસ દોશી મહિલા કોલેજ" નામ આપ્યું છે. શૈક્ષણિક ક્ષેત્ર ઉપરાંત દુકાળ, રેલ વગેરે કુદરતી આફતોના સમયે પણ તેમણે લાખો રૂપિયાનાં દાન કર્યાં છે. આ સંસ્કારમૂર્તિ પાસેથી પ્રેરણા મેળવીને દોશી પરિવાર, દોશી ગ્રુપ ઓફ કંપનીઝ અને દોશી ગ્રુપ ઓફ ટ્રસ્ટસ આ ત્રણેય તરફથી ધર્મ, સમાજ, શિક્ષણ, સાહિત્ય, માનવતા અને રાષ્ટ્રને દાન મળતાં જ રહ્યા છે.

## ◉ સાહિત્ય સાધના ◉

જૈન સાહિત્યનું ઊંડું અધ્યયન એ જાણે એમની પૂર્વભવની અધૂરી રહેલી ઈચ્છા હતી. એ ઈચ્છાપૂર્તિના પ્રયત્નોમાંથી "જૈન સાહિત્ય વિકાસ મંડળ" નામની સંસ્થાનો જન્મ થયો. છે. ૧૯૪૮માં અમૃતલાલભાઈએ પોતે આ સંસ્થાને જન્મ આપ્યો. આ તેમનું એકમેવ માનવસંતાન છે. તેના ઉછેર અને સંવર્ધન માટે તેમણે એક મમતાભર્યા પિતાથી પણ સવિશેષ કાળજી લીધી હતી.

સ્વાધ્યાય એ તેમનો હૃદય ધબકાર હતો. તો સંશોધન એ તેમનો રક્તસંચાર. તત્વજ્ઞાનના ગ્રંથોનું તેમનું વાંચન વિશાળ હતું. અને તેમની કલ્પનામાં એક ચિત્ર સતત રમતું હતું કે જૈન પ્રાચીન સાહિત્યનું સંશોધન કરી કરાવીને તે ગ્રંથોનું કલાત્મક પ્રકાશન કરાવવું. જૈન સાહિત્ય વિકાસ મંડળ દ્વારા તેમણે પોતાની કલ્પનાને સાકાર કરવા વ્યવસાયમાંથી ફાજલ પડતા સમયમાં જ્ઞાનયજ્ઞ પ્રજ્વલિત કર્યો. અને ૧૯૬૪માં તો વ્યવસાયમાંથી સંપૂર્ણ નિવૃત્તિ લઈને જીવનના અંતિમ શ્વાસ સુધી આ જ્ઞાનયજ્ઞને અખંડ અને સતત ઝળહળતો રાખ્યો.

૧૯૪૮માં સંસ્થાની સ્થાપના કરી ત્યારે તો અમૃતલાલભાઈ વ્યવસાયની અનેકવિધ પ્રવૃત્તિઓ સાથે સંકળાયેલા હતા, છતાંય સ્વ-સંસ્થાપિત સંસ્થાના વિકાસ માટે સક્રિય રસ લીધો. સૌ પ્રથમ તેમણે આ સંસ્થાના ઉપક્રમે 'પંચ પ્રતિક્રમણ સૂત્ર' અંગે વિશદ સંશોધન કાર્ય ઉપાડ્યું. આવશ્યક ક્રિયાના આ ઉપયોગી ગ્રન્થને પરિપૂર્ણ અને સાંગોપાંગ બનાવવા માટે સંખ્યાબંધ શાસ્ત્ર ગ્રન્થો વસાવ્યા. દસેક જેટલા જ્ઞાનભંડારોની મુલાકાતો લીધી. પૂજ્ય શ્રમણ ભગવંતો ખાસ કરીને પૂજ્ય પંન્યાસ પ્રવર શ્રી ભદ્રંકરવિજયજી મહારાજ, પૂજ્ય પંન્યાસ શ્રી ધુરંધર વિજયજી મહારાજ સાથે તેમજ વિદ્વાનો અને પંડિતો સાથે સુ-દીર્ઘ પત્રવ્યવહાર કર્યો. આ અંગે જરૂરી ખર્ચ કશાય સંકોચ વગર કર્યો. એટલું જ નહિ પ્રસ્તુત પુસ્તકનું સંશોધન જેમ જેમ આગળ વધતું ગયું તેમ-તેમ તેને જોયું, તપાસ્યું. ફરી-ફરીને તપાસ્યું અને પૂજ્ય વિદ્વાન શ્રમણોની માન્યતા મેળવીને તેને જાહેરમાં મૂક્યું.

મંડળનો આ પ્રથમ ગ્રંથ એટલે શ્રી પ્રતિક્રમણસૂત્ર પ્રબોધ-ટીકા લગભગ બે હજાર પાનામાં ત્રણ ભાગમાં પ્રકટ થયેલ આ ગ્રંથ પહેલી જ નજરે સર્વત્ર લોકાદર પામ્યો. આજે તો આ 'પ્રબોધ-ટીકા' ધાર્મિક શિક્ષકો તેમજ પ્રતિક્રમણ સૂત્રના અભ્યાસીઓ માટે આધાર ગ્રંથ બની ચૂકી છે.

## ● યોગાનુયોગ પણ કેવો!!! ●

અમૃતલાલભાઈએ સૌ પ્રથમ સંશોધન અને પ્રકાશન 'પંચપ્રતિક્રમણ સૂત્ર'' પર કર્યું-કરાવ્યું અને તેમના હસ્તકનું છેલ્લું સંશોધિત પ્રકાશન પણ આજ સૂત્ર પર થયું. આ પ્રકાશન તે 'શ્રાદ્ધપ્રતિક્રમણ સૂત્ર' પ્રબોધટીકાની ત્રીજી આવૃત્તિ. તેમાં પ્રથમની બે આવૃત્તિ કરતાં અનેકવિધ મનનીય સંશોધન આમેજ થયું છે.

જીવનની સંધ્યાએ તે માંદગીના બિછાનેથી નાદુરસ્ત તબિયતે પણ તે વાંચતા, વિચારતા અને સંશોધન માટે ફરી નોંધ કરતા-કરાવતા રહ્યા. તેમની તીવ્ર ઝંખના-કામના-હતી કે

—શ્રાદ્ધપ્રતિક્રમણ સૂત્ર (પ્રબોધ ટીકા)

—સૂરિમંત્ર કલ્પ સમુચ્ચય ભાગ બીજો

અને

—યોગશાસ્ત્ર પ્રથમ બે પ્રકાશ

[આ ત્રણેય] પ્રકાશન પોતાની હયાતીમાં થાય. પણ વિધાતાને કંઈક બીજું જ મંજુર હતું!!!

આ ત્રણેયમાંથી પ્રબોધ ટીકાની ત્રીજી આવૃત્તિના પ્રથમ ભાગ તો તે સાદ્યંત જોઈ-તપાસી ગયા છે. બાકીના બે ભાગ તથા બે પ્રકાશનો હવે સંસ્થા મારફત બહાર પડશે.

## ● સંશોધન કાર્ય ●

મંડળના ઉપક્રમે તેમણે સંશોધિત પચ્ચીસથી પણ વધુ ગ્રંથોનું સમાજને પ્રદાન કર્યું છે. આ ગ્રંથો સંસ્કૃત, પ્રાકૃત, હિન્દી, ગુજરાતી અને અંગ્રેજી એમ વિવિધ ભાષામાં પ્રકટ થયા છે. નમસ્કાર મંત્ર, ઉવસગ્ગહરં સ્તોત્ર, લોગસ્સસૂત્રના ઉપર પ્રબોધ ટીકામાં માહિતીપૂર્ણ છણાવટ થઈ હતી. છતાં તે સૂત્રો ઉપર તેમનું અધ્યયન અને ચિંતન ચાલુ રહ્યા અને મંત્ર તથા તંત્રની દૃષ્ટિએ સંશોધન કરીને વધારે વિશદ અને ગહન ગ્રંથો રૂપે આ સૂત્રો ઉપર સ્વતંત્ર પ્રકાશનો પ્રગટ થયાં જૈન યોગના તેમના અભ્યાસના ફળ સ્વરૂપે યોગસાર, યોગપ્રદીપ, સામ્યશતક, સમતા શતક, ધ્યાન વિચાર પ્રગટ થયા તદુપરાંત ઋષિમંડળ સ્તવ આલેખનવિધિ, અને સૂરિમંત્ર કલ્પ સમુચ્ચય ભાગ-૧, આ વિષયોના જ્ઞાતાઓ માટે માહિતીપૂર્ણ ગ્રંથો બની રહયા છે. સૂત્રોનો અભ્યાસ કરતાં તેમના ગહન અર્થો પ્રગટ કરવા માટે મંત્ર તથા તંત્રનો અભ્યાસ જરૂરી બન્યો એટલે આ વિષયોમાં તેમણે ઊંડું અધ્યયન કર્યું. છેવટના વર્ષોમાં અનાસક્તિભાવ કેળવાતો ગયો એટલે તેમનું અધ્યયન વિશેષ કરીને "ધ્યાન"ના વિષય ઉપર વધારે કેન્દ્રિત થતું ગયું.

અમૃતલાલભાઈ સ્વભાવે વૈજ્ઞાનિક હતા. સાચા વૈજ્ઞાનિકને કયારેય પોતાના એક સંશોધનથી તૃપ્તિ થતી નથી. પોતાના જ સંશોધનનું તે વધુને વધુ ગહન અને વિશદ સંશોધન કરતો જ રહે છે. અમૃતલાલભાઈ ઉપર જણાવ્યા મુજબ લોગસ્સ સૂત્ર ઉપર એક સંશોધિત ગ્રંથ આપી જ ચૂકયા હતા, છતાંય જીવનના અંતિમ વરસોમાં પણ તે આ સૂત્રના ગૂઢાર્થને શોધતા હતા.

એ જ પ્રમાણે ''લઘુશાંતિ'નું થોડુંક સંશોધન પણ તે પ્રબોધ ટીકામાં આપી ચૂકયા હતા, છતાં ય તેનું વિશદ અને ગહન સંશોધન કરતા રહ્યા હતા. આ લોગસ્સ સૂત્રના ગૂઢાર્થની હસ્તપ્રત તૈયાર છે અને ઘણા વિદ્વાન શ્રમણોની તેને માન્યતા પણ વરી છે. નાની શાંતિનું સંશોધન હજી તેમની ડાયરીઓમાં અને ફાઈલોમાં છે. જ્યારે શ્રી અરિહંત ચેઈયાણં સૂત્રના ગૂઢાર્થની ફાઈલ તૈયાર છે.

## ● વિરલ સમન્વય ●

વિસ્તૃત વટવૃક્ષ જેવા ઉન્નત ધીર અને ગંભીર આ વડીલની છત્ર છાયા નીચે વિશાળ કુટુંબ આનંદ કલ્લોલ કરતું હતું. દરેકના ક્ષેમ કુશળની તેઓ ચિંતા કરતા હતા. બીજાની ઉણપો-ભૂલો માફ કરવામાં તેઓ ઉદાર દિલ હતા. તેમની વત્સલતા, જ્ઞાનગોષ્ટિ અને વિનોદમય વાણી સારાયે પરિવારને માટે ચિર-સ્મરણીય રહેશે. તેમના જીવનમાં સાદાઈ સરળતા, સંયમ અને જ ચિત્તપ્રસન્નતા સહજ ગુણો હતા. તેમના દેહનો મૂલ્યવાન શણગાર સાદાઈ હતી. તેમના ચહેરા પર સદાય સૌમ્યતા અને પ્રસન્નતા જોવા મળતી. શ્રી અને સરસ્વતીનો, વિદ્વતા અને વિનોદવૃત્તિનો, શ્રીમંતાઈ અને સાદાઈનો, ભૌતિક સિદ્ધિઓ અને નિરાભિમાનતાનો તેમના જીવનમાં વિરલ સમન્વય હતો. 'ત્યાગ કરીને ભોગવો' એ સિદ્ધાંત તેમણે ચરિતાર્થ કર્યો હતો. પુષ્પસમું સુકોમળ તેમનું હૃદય હતું. તેઓ કોઈનું દુઃખ જોઈ શકતા નહીં.

મદદ માટે આવે તેને ખાલી હાથે જવા દઈ શકતા નહીં. પોતાનાથી શક્ય બધું કરી છૂટે નહિ ત્યાં સુધી તેમને શાંતિ થતી નહિં. આવી રીતે સ્નેહ સંબંધથી તેમની સાથે સંકળાયેલ અનેક વ્યક્તિઓ વિષે કદી જાણી શકાશે નહિ!

## ● આત્મ સાધના ●

ગત જન્મની કોઈ ઉત્કૃષ્ટ ઈચ્છા પૂરી કરવા ન આવ્યા હોય તેમ સમગ્ર જીવન તેમણે જ્ઞાનની આરાધનામાં વિતાવ્યું છે. વિદ્યાર્થી જીવનમાં સંસ્કૃત ગુજરાતી અને અંગ્રેજી સાહિત્યનો ઊંડો અભ્યાસ, વ્યવસાયમાં રંગ અને રસાયણના ઉપયોગ વિષે ટેકનિકલ જ્ઞાન, ધાર્મિક અને સામાજિક ક્ષેત્રે તેમની સમક્ષ આવેલા પ્રશ્નોમાં તેમણે દર્શાવેલ સમાધાન ખોળતો ચિંતન અને અધ્યયન પ્રેરિત ઉદાર દષ્ટિકોણ અને અને ઉત્તરકાળમાં જિનધર્મનું તત્વચિંતન આમ તેમના સારાય જીવનને આવરી લેતી દીર્ઘજ્ઞાન ઉપાસના દષ્ટિએ પડે છે. તેમની જ્ઞાનની પિપાસાએ સૂત્રોના ગૂઢાર્થો ખોળવામાં તૃપ્તિ શોધી-સંશોધન, સ્વાધ્યાય, મનન અને ઊંડા ચિંતનમાંથી તેમને આત્મસ્ફુરણા રૂપે નવો પ્રકાશ લાધતો. અજાણતાં પણ વિરાધના ન થાય તે માટે તેઓ જાગ્રત રહેતા અને પોતાને સૂઝી આવેલા ગૂઢાર્થો માટે શાસ્ત્રમાં આધારો શોધવા અથાક પ્રયત્ન કરતા તથા અનેક વિદ્વાનો અને સાધુ ભગવંતો સાથે તલસ્પર્શી ચર્ચા કરતા. આવા મંથનમાંથી જે જ્ઞાનરૂપી અમૃત મળે તેનો સર્વને લાભ આપવાના શુભ ઉદ્દેશથી તેનું પ્રકાશન કરતા અને તેને આચરણમાં મુકવા માટે પણ પ્રયત્નશીલ રહેતા. સામયિક અને પ્રતિક્રમણ ધ્યાન અને કાઉસગ્ગ તેમના માટે ફકત વિધિઓ ન હતી. પણ કર્મ ખપાવવાના અને આધ્યાત્મિક વિકાસ માટેના અમોઘ સાધનો હતાં.

Herpes કાખ જેવા રોગમાં થતી તીવ્ર પીડા અને Emphysema થવાથી ફેફસાં જડ થઈ જતાં દેહને પ્રાણવાયુ ન મળવાથી કેવાં કષ્ટો થાય તે તો અનુભવી જ સમજી શકે. શરીરથી અલગ આત્મભાવે પોતાને ભાળીને આ પીડાઓ તેમના માટે પીડા નહતી રહી. "રોગદ્વારા પોતાની શુદ્ધિ થઈ રહી છે એમ તે વિચારે તો પીડા થાય છે પણ એનો અનુભવ થતો નથી બલ્કે પ્રભુ પાસેથી કંઈક પામી રહ્યો છું તેમ રોગી અનુભવે છે. સુખ કે દુઃખ દ્વારા આપણું ભલું જ થઈ રહ્યું છે એવો દઢ વિશ્વાસ એ જ ભકિત છે." આ તેમના શબ્દોમાં તેમના અનુભવનો નિચોડ છે. જ્ઞાનની આરાધના અને દેહના કષ્ટોનું સમભાવે. વેદન એ તેની આધ્યાત્મિક સાધનાનાં સોપાન બની રહ્યાં. તેના ફળસ્વરૂપે આખરે પ્રગટ થયું ધર્મ શ્રાવણ કરતાં કરતાં પૂર્ણ સભાન અવસ્થામાં સમાધિ મૃત્યુ.

# ● સમાધિ મરણ ●

૭મી જાન્યુઆરી ૧૯૭૭ ને શુક્રવારના સવારે ૬ વાગે હૃદયરોગનો સખત હુમલો થયો. તુરત ડોકટર આવ્યા સારવાર આપવામાં આવી. ૬-૪૫ વાગે કાંઈક સ્વસ્થ થયા અને ડોકટર પણ તેઓ હવે ભયમુકત છે એવું આશ્વાસન પામીને ઘરે ગયા. આવી રહેલા અંત કાળને તેઓ પારખી ગયા હતા. એટલે તેમણે બાકી રહેલા શેષ કાળમાં દેહના કષ્ટોથી નિર્લેપ રહીને ચિર-વિદાય લેવાની તૈયારી શરૂ કરી. બુઝાતો દિપક થોડી પળો માટે ઝળહળી રહ્યો બધા કુટુંબીજનોને તેમણે બોલાવ્યા અને યાદ કરીને ખમાવ્યા. સંજોગવશાત્ સાધ્વીજી મહારાજનો લાભ મળ્યો. તેમને વંદન કર્યું. તેમની પાસે માંગલીક સાંભળ્યું અને વ્રત પચ્ચખાણ કર્યાં. જિન પૂજા અને જ્ઞાન પૂજા કરી અને ધર્મશ્રાવણ શરૂ કર્યું નવકારમંત્ર ઉવ્વસગ્ગહરં સંતિકરં અને ભકતામર પૂરાં થયાં એટલે તેમણે લઘુશાંતિ શરૂ કરવાનું કહ્યું. તેમાં ગાનારથી વિસરાઈ ગયેલી બીજી ગાથાની પંકિતને પણ પોતે યાદ કરી આપી. વિષાદમય પળો પસાર થતી ગઈ. અને શાંતિની છેલ્લી ગાથાની પહેલી પંકિત "સર્વ મંગલ માંગલ્યમ્..." સાંભળીને તેમણે ૭-૪૫ વાગે સદાયને માટે આંખ મીંચી દીધી. થોડી પળો માટે તેમના ચહેરા પર કોઈ અનોખો અને દિવ્ય પ્રકાશ રેલાઈ રહ્યો.

અમૃતલાલભાઈ પૂર્ણ ખીલેલાં લાલ ગુલાબ જેવું સુગંધી અને સુંદર જીવન જીવ્યા અને મૃત્યુને પણ ધન્યાતિધન્ય બનાવી ગયા.

પ્રસ્તુત પુસ્તકનું પ્રકાશન આજ તેમનો પુણ્યવંતો સંસ્પર્શ પામ્યા વિના પ્રકટ થાય છે. તેથી હૈયે વિષાદની ઘેરી લાગણી ઘૂંટાય છે. આ સાથે જ તેમના જીવનની છેલ્લી તીવ્રેચ્છા આજ મોડે મોડે પણ સાકાર બને છે તેથી અલ્પાતિઅલ્પ આનંદ પણ થાય છે.

આ સિવાયનાં અમૃતલાલભાઈના બીજા અધૂરાં સંશોધનો બનતી ત્વરાએ પ્રકાશિત કરવા માટે શાસન દેવતાઓ અમને બળ અને બુદ્ધિ આપે તેવી પ્રાર્થના સહ.

પ્રમુખ

જૈન સાહિત્ય વિકાસ મંડળ
ઈર્લા, મુંબઈ-૫૬.



# शुद्धिपत्रकम्

पृष्ठ पंक्ति शुद्धपाठ :

| पृष्ठ | पंक्ति | शुद्धपाठः |
|---|---|---|
| १८४ | ६ | १७ × * |
| ,, | ७ | १८ × |
| ,, | १५ | $M^2$ मध्ये नास्ति |
| ,, | २० | $M^2_1$। |
| १८६ | ८ | निवग्गुमग्गं गयस्स |
| २०१ | १३ | कथम् ? |
| ,, | १८ | कथम् ? |
| २०२ | ४ | प्रस्थानम् ? |
| ,, | ७ | पविद्यापीठम् । |
| ,, | १७ | स्फूर्ति |
| २०३ | २१ | श्म्ल्व्यूँ क्म्ल्व्यूँ त्मल्व्यूँ । |
| २०३ | २२ | आद्यवत् सर्वं भणनीयम् । |
| २०४ | १ | |
| २०४ | ७ | विभिन्नः पश्चात् । |
| २०६ | १६ | धर्मकीर्ति |
| ,, | २० | र्यमन्त्र |
| २०७ | १९ | दर्शनेन |
| ,, | २१ | च, |
| २२० | १३ | पराह्णे |
| २५६ | ११ | ओ० |
| २५९ | २ | * १ × |

*अयमंशो निरर्थक इति ज्ञापयितुं चिह्नमिदम् । यथा '१७×' अत्र १७ इति अङ्को निरर्थकत्वाद् निष्कासनीयः । एवमग्रेऽपि अनया रीत्या विज्ञेयम् ॥

| पृष्ठ | पंक्ति | शुद्धपाठ : |
|---|---|---|
| २५९ | १५ | स्वाहा। (१)* |
| २६१ | १ | विशेषः[I] |
| " | २१ | १ × |
| २७६ | २३ | दीयते |
| २८० | ६ | र्न चाति |
| ३०१ | ७ | સમુચ્ચયમાં |
| " | १८ | સરખાવતાં |
| ३०२ | ३० | अणंतोहिजिणाणं |
| ३०४ | ८ | त्यादिलब्धि |
| ३०४ | १० | सुहुम्मसामिस्स |
| ३०७ | १६ | સૂરિમંત્રના આમ્નાયનો |
| ३१० | १ | " " |
| ३१० | १० | अणंताणंतोहिजिणाणं |
| ३१३ | १ | સૂરિમંત્રના આમ્નાયનો |
| ३१५ | १ | " " |
| ३१८ | १ | " " |
| " | २१ | " विज्जासिद्धाणं |
| ३२१ | १ | સૂરિમંત્રના આમ્નાયનો |
| ३२५ | १ | " " |
| ३२८ | ६ | अर्हं |
| ३२९ | १ | સૂરિમંત્રના આમ્નાયનો |
| ३३५ | १०,१७,२० | पृ. २११ |
| ३३७ | १ | સૂરિમંત્રના આમ્નાયનો |
| ३४१ | २१ | अक्खीण |
| ३४२ | २७ | अट्ठंग |
| ३४२ | २९ | ત્રીજા પ્રકારમાં |
| [illegible] | | ३१ दुवालसंग-सव्वसिद्धाणं |
| ३५९ | २० | कान्तःकरणतया |
| ३६१ | १ | रभेदोपचारात् |
| ३६२ | १ | श्रोताः।.....। ऋज्वी प्रायो |
| " | ३ | इनमेव। सव्वो |

| पृष्ठ | पंक्ति | शुद्धपाठ : |
|---|---|---|
| ३६४ | १३ | माहात्म्याद् द्विविधो |
| ३६५ | १३ | प्रविशतो |
| " | " | भूमावु० |
| " | २१ | केचिद् बीज |
| ३६६ | ७ | प्रतिमाधरा |
| " | १० | त्सन्तर्पकं |
| " | २४ | मोक्षो वा भरत |
| ३६७ | ८ | नन्दीश्वराह्वयम् |
| " | १० | न्त्यूर्ध्वं |
| " | २४ | धूमचारणाः । |
| | | नीहारमवष्टभ्या |
| ३६८ | १ | निर्गतवारि |
| " | ७ | माहात्म्याद् गुणादि |
| ३६९ | ११ | जिणाणसंठियं |
| " | १३ | भेएण दुविहो |
| " | १४ | णोआगम० |
| " | १५ | णोआगमदव्वजिणा भविय० |
| " | १९ | णोआगमभेएण |
| " | " | जाणओ उवउत्तो |
| " | २० | दुविहो । जिण० |
| ३७१ | ९ | कोष्ठ्यः |
| " | ८ | धारणगुणेण |
| ३७२ | ५ | पच्छा तत्थ |
| " | २१ | सुमिणंतरिक्खाणि |
| ३७३ | १० | आगास-सेडि |
| " | ११ | चारणजिणाणं |
| " | २२ | घेतव्वा |
| ३७४ | २४ | पव्वदादि– |
| ३७५ | ९ | वइर |
| " | १४ | सहसरूवत्तं |
| ३७६ | २ | मज्ज सुक्क |
| ३७६ | १८ | वदिदासेसाहा– |

| पृष्ठ | पंक्ति | शुद्धपाठ : |
|---|---|---|
| ३७७ | २ | हत्थक्खित्तासेसाहाराणं |
| ३७८ | ४ | अर्यन्ते |
| ,, | ८ | अष्टादश ऋद्धयः |
| ,, | १० | दूरादास्वादनदर्शनस्पर्शन |
| ,, | ११ | वुद्धता वादित्वं |
| ,, | १२ | पर्यया |
| ३७९ | २२ | चारणत्वमाकाश |
| ३८० | १५ | यतयो महातपसः |
| ,, | २४ | श्रुतोच्चारण |
| ३८१ | २ | स औषधि |
| ,, | ४ | प्रत्यङ्गनख |
| ,, | ५ | यदीयास्य– |
| ३८७ | १२ | ગુપ્ત અને અપૂર્ણ |
| ४०७ | १२ | चर्तुविशतितीर्थ– |
| ,, | १६ | चन्द्रप्रभ |
| ४३८ | २२ | साधनप्रकार |
| ४६५ | ६ | महुमहुरे हिलिहिलि |
| ,, | ७ | सिरिकालि हिरिकालि |
| ,, | १२ | पीठं |
| ४६८ | १० | ॐ ह्रीं सिरिकाली |
| ४७२ | ६ | कुरु २ स्वाहा |
| ,, | २४-२५ | १६०००, वाहुवली १ |
| ४७९ | २ | सौभाग्यपविद्या–२ |
| | | १६ યંત્રોનો પરિચય |

सूरिमन्त्रकल्पसमुच्चयस्य द्वितीयभागस्य

# विषयानुक्रमः



*प्रथमा भागः–पृ. १–१७८

પ્રસ્તુત (યંત્રના) પટનું ચિત્ર આ સાથે છે.

(૩) શ્રી વિમલગચ્છના વિજાપુર ઉપાશ્રયના આસરે ૨૫૦ વર્ષ જૂના સૂરિમંત્રના યંત્રપટની સવિસ્તર વિગતો.
પ્રસ્તુત (સૌભાગ્યનંદિસૂરિના યંત્રના) પટનું ચિત્ર આ સાથે છે.

(૪) આ. શ્રી વિજયભદ્રસૂરીશ્વરજી મહારાજના સૂરિમંત્રના યંત્ર (આ. શ્રી વિજય-લબ્ધિસૂરીશ્વરજીનાં સાધ્વી શ્રી સર્વોદયાશ્રી દ્વારા મળેલા) ની સવિસ્તર વિગતો.
પ્રસ્તુત આ શ્રી વિજયભદ્રસૂરિના યંત્રના વસ્ત્ર પટનું ચિત્ર આ સાથે છે.

(૫) આ. શ્રી વિજય મોહનસૂરીશ્વરજીના સૂરિમંત્રના વસ્ત્રપટની સવિસ્તર વિગતો.
પ્રસ્તુત યંત્રના વસ્ત્રપટનું ચિત્ર આ સાથે છે.

[પ્રસ્તુત યંત્રની સાથે રૂપ, રેખા અને પાઠની વિગતોમાં મળતો આવતો એક વસ્ત્રપટ અમોને આ૦ શ્રી વિજયામૃતસૂરીશ્વરજી મ૦ પાસેથી મળ્યો હતો, તેનો ફોટો અમારી પાસે છે. તેમાં પ્રશસ્તિ નીચે પ્રમાણે છે:

[श्रीमत्तपोगच्छाधिपति शासनसम्राट् जंगमयुगप्रधानकल्प भट्टारक जैनाचार्य श्रीविजयनेमिसूरीश्वराणां पट्टधर जैनाचार्य विजय विज्ञानसूरीश्वराणां पट्टधर श्रीमदाचार्य श्रीविजयकस्तूरसूरीश्वराणां शांति तुष्टिं पुष्टिं धृतिं कीर्तिं कान्ति सुखं सौभाग्यं महोदयं कुरु कुरु स्वाहा ।]

અવાજ પારખી શકતા હતા. આથી જ લોકો તેમને 'સહસ્રાવધાની' તરીકે ઓળખાવતા હતા. તેમણે સૂરિમંત્રની ૨૪ વાર વિધિપૂર્વક આરાધના કરી હતી." અને તે ચોવીસેય વાર જુદા જુદા રાજાઓએ પોતપોતાના દેશમાં "પ્રજાનો કર માફ" કર્યો હતો અને "અમારિ પ્રવર્તાવી" હતી.

"તેઓ છઠ્ઠ, અટ્ઠમ વગેરે તપ કરતા હતા. તપ અને "સૂરિમંત્રની સિદ્ધિના પ્રભાવથી પદ્માવતી વગેરે દેવીઓ તેમની પાસે આવતી હતી."

તેમણે ઘણાય ઉપદ્રવો શમાવ્યા હતા.

"મેવાડના દેલવાડામાં ( અથવા ધારાનગરીમાં પંવારના રાજ્યમાં ) દુષ્ટ દેવીઓએ કરેલા ઉપદ્રવને શાંત કરવા માટે નવું સંતિકરં સ્તોત્ર પ્રાકૃતમાં ગા. ૧૩ બનાવ્યું.

તેમણે ચતુર્વિંશતિસ્તોત્ર રત્નકોશ, ત્રૈવેદ્યગોષ્ઠી શાંતસુધારસ, ઉપદેશરત્નાકર–સ્વોપજ્ઞ વૃત્તિ સહ, જયાનન્દચરિત્ર મહાકાવ્ય ગ્રં. ૭૫૦૦, મિત્રચતુષ્ક કથા, અધ્યાત્મકલ્પદ્રુમ વગેરે ગ્રંથોની રચના કરી હતી.

( જૈ. પ. ઈ. ભા. ૩ પૃ. ૪૯૪–૪૯૬ )

૧૬. ઉદ્દ્યોતનસૂરિ.

"તેઓ આ૦ તત્ત્વાચાર્યના શિષ્ય છે, તેઓ ગૃહસ્થીપણે ત્રણે કર્મમાં પ્રવીણ મહાદુવાર ( મડાર કે મદુવા )ના ક્ષત્રિય રાજા ઉદ્દ્યોતનના પૌત્ર અને રાજા વટેશ્વરના પુત્ર હતા. શરીરના જમણા ભાગમાં સાથિયાનું નિશાન હોવાથી તેઓ દક્ષિણચિહ્ન કે દક્ષિણાંક તરીકે પણ વિખ્યાત થયા હતા. તેમને પદ્માવતીદેવી પ્રસન્ન હતાં, તેમણે આ૦ શ્રી વીરભદ્રસૂરિ કે જેમના ઉપદેશથી જાલોરમાં ભ૦ ઋષભદેવનું અષ્ટાપદ જેવું વિશાળ મંદિર બંધાવ્યું હતું, તેમની પાસે શાસ્ત્રનું અને પ્રખર શાસ્ત્રનિર્માતા આ૦ શ્રી હરિભદ્ર પાસે ન્યાયશાસ્ત્રનું અધ્યયન કર્યું હતું અને જાલોરના ભ૦ શ્રી ઋષભદેવના ચૈત્યમાં રહીને મહાબળવાન શ્રી વત્સ રાજાના સમયમાં શક સં. ૭૦૦ ( વિ. સં. ૮૩૫ )માં એક દિવસ બાકી હતો ત્યારે પ્રથમ ચૈત્ર વદિ ૧૪ ના દિવસે ત્રીજા પહોરે પદ્માવતીદેવીની પ્રેરણાથી પ્રાકૃત "કુવલયમાલા કથા" રચીને સમાપ્ત કરી છે."

( જૈ. પ. ઈ. ભા. ૧ પૃ. ૪૫૧ )

"તેઓ હારિલવંશના રાજર્ષિ આચાર્ય છે, તેમણે શાકે ૭૦૦ માં 'કુવલયમાલા' નામનો પ્રૌઢ કથાગ્રંથ બનાવ્યો છે. ( જુઓ પૃ. ૪૫૧ )."

( જૈ. પ. ઈ. ભા. ૧ પૃ. ૫૧૮ )

"આ૦ ઉદ્યોતનસૂરિ વગેરે આચાર્યો વિહરુક અને શુદ્ધ સંયમી તરીકે પ્રસિદ્ધ છે."

(જૈ. પ. ઇ. ભા. ૧ પૃ. ૪૦૧.)

[૩] બાર પ્રતિઓનો પરિચય'

શ્રી સૂરિમંત્રકલ્પસમુચ્ચય ભાગ ૧-૨માં ઉપયોગમાં લેવાયેલી પ્રતિઓનો પરિચય.

૧. श्री सिंहतिलकसूरिविरचितं

मन्त्रराजरहस्यम्

મંત્રરાજ રહસ્યના સંપાદનમાં જે જે પ્રતિમાઓ પરથી પાઠભેદો લેવાયા છે તે ત્રણ પ્રતિઓ નીચે મુજબ છે—

(૧) J. શ્રી ખરતરગચ્છીય જ્ઞાનભંડાર, જયપુરની પ્રતિની ફોટો કોપી.

(૨) D. અમરવિજય જ્ઞાનભંડાર, ડભોઇની પ્રતિ.

(૩) P. સરસ્વતી જ્ઞાનભંડાર, પાલીતાણાની પ્રતિ.

પરિચય.

J.—પ્રતિ,

શ્રી પંચાયતી શ્વેતામ્બર જૈન ભંડાર, જયપુરની આ પ્રતિ ૩૦ પત્રાત્મક છે.

પ્રત્યેક પત્રની લંબાઇ ૯$\frac{૧}{૨}$" × પહોળાઇ ૪$\frac{૩}{૪}$" છે.

પ્રત્યેક પૃષ્ઠમાં ૧૩ પંક્તિ છે.

પૃષ્ઠની બન્ને બાજુ હાંસિયો છે. હાંસિયામાં ત્રણ ત્રણ લીટી છે.

હાંસિયામાં પ્રતિની ભૂલોના સુધારા આમેજ કરાયા છે.

લેખનકાળ સંવત ૧૯૦૨ છે.

પ્રતિ ઉપરથી ફોટો સ્ટેટ નકલ કરાવી તેને જૈન સાહિત્ય વિકાસ મંડળના ગ્રંથાગારમાં રાખવામાં આવેલ છે. ત્યાં તેનો નંબર A-૨૮ છે.

D. પ્રતિ,

દક્ષિણવિહારી મુનિશ્રી અમરવિજયજી જૈન જ્ઞાન ભંડાર, ડભોઇ. શ્રીમાળી વાગાની પ્રતિ. આ પ્રતિ ૨૦ પત્રાત્મક છે.

"તેમણે સં. ૧૫૭૪માં ૪ વર્ષની ઉંમરે દીક્ષા લીધી 'અજારી તીર્થમાં જઇ શારદાની આરાધના' કરી, વરદાન મેળવ્યું."

"તેમના ઉપદેશથી વિજાપુરના દોશી તેજાએ 'સિદ્ધાચલનો છ'રી પાળતો યાત્રા-સંઘ કાઢયો.' તેમણે વિવિધ સ્થળોએ વિવિધ અભિગ્રહો ધારણ કર્યા હતા.

તેમણે 'ગૌતમપૃચ્છા ટબો', શ્રેણિકરાસ, નવતત્ત્વલોક, કલ્પસૂત્રટબો, સંઘ-ચરિત્ર, નવકારચોપાઇ, ધમ્મિલકુમારરાસ, ચંપકશ્રેષ્ઠિરાસ, દશવૈકાલિકટબો, વિપાકસૂત્ર-ટબો, ક્ષુલ્લકકુમારરાસ, વગેરે ગ્રન્થોની રચના કરી.

"તે અષ્ટાવધાની, ઇચ્છાલિપિવાચક, વર્ધમાનવિદ્યા—સૂરિકલ્પસાધક, ચૌર્યાદિ-ભયનિવારક, સંદેશ દ્વારા વિવિધ રોગોના હરનારા, પાદપ્રક્ષાલનથી સુખપ્રસૂતિકરણ પ્રભાવવાળા ઇત્યાદિ મહિમાવાળા હતા."

તેમને ૨૦૦ સાધુ શિષ્યોનો પરિવાર હતો.

(જૈ. પ. ઇ. ભા. ૩ પૃ. ૬૮૮-૬૮૯)

૧૨. કનકવિમલસૂરિ.

૧૩. શ્રી લલિતદેવસૂરિ.+

આ૦ શ્રી લલિતદેવસૂરિ તરીકે કોઈ માહિતી મળતી નથી. પરંતુ જો તેઓશ્રીનું નામ શ્રી લલિતચંદ્રસૂરિ હોય તો તે પિપ્પલીયગચ્છના હતા એવો એક લેખ વિ. સં. ૧૪૯૧નો પ્રાચીન લેખ સંગ્રહ ભાગ-૧ પૃ. ૪૫ પર મળે છે.

પ્રસ્તુત લેખની નોંધ જૈન પરંપરાનો ઇતિહાસ ભાગ-૨માં પૃ. ૨૭૪ પર પણ પ્રાપ્ત થાય છે.

૧૪. ખંડેરકગચ્છીય
આચાર્ય શ્રી શાલિસૂરિ.

તેમનો સત્તાકાળ વિક્રમની ચૌદમી શતાબ્દિનો છે તે સિવાય આચાર્ય શ્રી શાલિસૂરિ અંગે કશી જ વિશિષ્ટ માહિતી સાંપડતી નથી. તેમના કરકમલોથી પ્રતિષ્ઠિત

+ જુઓ सूरिमन्त्रकल्पसमुच्चय पृ २३१.

* જુઓ सूरिमन्त्रकल्पसमुच्चय पृ. २६३.

મૂર્તિનો વિ. સં. ૧૩૩૧નો લેખ સાંપડે છે. જેના પરથી ફલિત થાય છે કે તેઓ ખંડેરકગચ્છના આચાર્ય શ્રી યશોભદ્રસૂરિની પરંપરામાં થયેલા છે.

( પ્રા. જૈ. લે. સં. ભા. ૨ પૃ. ૩૩૨ )

ખંડેરકગચ્છમાં બીજા પણ એક શાલિસૂરિ થયા છે તેમનો સત્તાકાળ સોળમી શતાબ્દિનો છે, તેમના દ્વારા પ્રતિષ્ઠિત શ્રી શીતલનાથ ભ૦ ની મૂર્તિનો લેખ વિ. સં. ૧૫૩૬નો પ્રાપ્ત થાય છે.

( પ્રા. જૈ. લે. સં. ભા. ૨ પૃ. ૧૯ )

તેમ જ બીજો શ્રી નેમિનાથ ભ૦ ની મૂર્તિનો લેખ વિ. સં. ૧૫૩૬નો પ્રાપ્ત થાય છે.

( પ્રા. જૈ. લે. સં. ભા. ૨ પૃ. ૩૯ )

આ બન્ને લેખો દ્વારા તેઓ ખંડેરકગચ્છના હતા તે જાણવા મળે છે અને તેઓ પ્રાયઃ જિનભદ્રસૂરિના સંતાનીય હતા.

## ૧૫. તપાગચ્છીય

## આચાર્ય શ્રી મુનિસુંદરસૂરિ*

" આ૦ સોમસુંદરસૂરિની પાટે ૫૧મા આ૦ મુનિસુંદરસૂરિ થયા. તેમનો સં. ૧૪૩૬માં જન્મ, સં. ૧૪૪૩માં સાતમે વર્ષે દીક્ષા, સં. ૧૪૬૬માં ત્રીશમે વર્ષે ઉપાધ્યાયપદ, સં. ૧૪૭૮માં ૪૨મા વર્ષે વડનગરમાં આચાર્યપદ, અને સં. ૧૫૦૩ના કા. સુ. ૧ ના રોજ ૬૭ વર્ષની ઉંમરે ' કોરટા તીર્થ 'માં સ્વર્ગવાસ થયો "

" વીરવંશાવલીમાં તેમનું મૂળ નામ મોહનનંદન બતાવ્યું છે. "

તેઓ આ૦ ' સોમસુંદરસૂરિના મુખ્ય શિષ્ય, ' અને આ૦ ' જયાનંદસૂરિના વિદ્યા શિષ્ય ' હતા.

ખંભાતનો દફરખાન આ૦ મુનિસુંદરને ' વાદિ ગોકુલસાંઢ ' તરીકે માનતો હતો. દક્ષિણના પંડિતોએ સૂરિજીને ' કાલિસરસ્વતી 'નું બિરુદ આપ્યું હતું.

" તે નાનપણથી જ હજાર નામ અવધારણ કરી શકતા હતા, ૧૦૮ કટોરીઓનો

* જુઓ सूरिमन्त्रकल्पसमुच्चयः પૃ. ૨૭૯–૨૮૮ તથા પૃ. ૨૮૯–૨૯૧.

પ્રત્યેક પત્રની લંબાઈ ૧૦$\frac{3}{4}$" × ૪$\frac{1}{2}$" છે.

પ્રત્યેક પૃષ્ઠમાં ૧૫ પંક્તિ છે.

પ્રત્યેક પ્રતિની પડખે લાલ શાહીથી દોરેલો હાંસિયો છે. હાંસિયામાં કોઈ કોઈ ઠેકાણે પાઠભેદ ટાંકેલા છે.

લેખનકાળ વિ. સં. ૧૯૭૭ છે. લેખકનું નામ દર્શાવેલ નથી. લખાવનાર મુનિશ્રી ચતુરવિજયમુનિ છે કે જેઓ અમરવિજયજીના શિષ્ય છે.

પ્રસ્તુત પ્રતિ કોઈ જીર્ણ પ્રતિ ઉપરથી લખાવ્યાનો પ્રાન્તે ઉલ્લેખ છે.

પત્ર ૨૦–A ઉપર ગ્રંથ સમાપ્ત થતાં લખાવનાર તરફથી રજુ કરાયેલી પ્રશસ્તિ ૬ શ્લોક પ્રમાણ છે. પત્ર-૨૦ ઉપર ગ્રન્થમાં રજૂ કરાયેલા વિષયની સૂચિ છે. ૨૧ મું પત્ર બન્ને તરફ કોરું છે. અને તેને નંબર પણ આપેલ નથી. પ્રતિ સારી હાલતમાં છે. અક્ષરો મધ્યમસરના છે.

— × —

P. પ્રતિ,

શ્રી સરસ્વતી જ્ઞાન ભંડાર, પાલીતાણાની પ્રતિ. આ પ્રતિ ૧૫ પત્રાત્મક છે.

પ્રત્યેક પત્રની લંબાઈ ૯$\frac{1}{2}$" × ૪$\frac{1}{2}$" છે.

પ્રત્યેક પૃષ્ઠમાં ૧૫ પંક્તિ છે.

પ્રત્યેક પૃષ્ઠની બંને બાજુ હાંસિયો છે. હાંસિયામાં ત્રણ ત્રણ લીટી છે.

લેખનકાળ ઉલ્લિખિત નથી.

મૂળ પ્રતિ ઉપરથી ફોટો સ્ટેટ નકલ કરાવી તેને જૈન સાહિત્ય વિકાસ મંડળના ગ્રંથાગારમાં રાખવામાં આવેલ છે. ત્યાં તેનો નંબર A–૪૯ છે.

## २ श्री जिनप्रभसूरिविरचितं

## श्री सूरिमन्त्रबृहत्कल्पविवरणम्

આના સંપાદનમાં ત્રણ પ્રતિનો ઉપયોગ થયેલો છે.

B–પ્રતિ–પૂજ્ય પંન્યાસજી મહારાજ શ્રી ભદ્રંકરવિજયજી મ. સા. ની પ્રતિ.

L–પ્રતિ–લાલભાઈ દલપતભાઈ ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિરની પ્રતિ.

N–પ્રતિ–આ૦ શ્રી વિજયનંદનસૂરિ મહારાજના સંગ્રહની પ્રતિ.

## પરિચય.

B-પ્રતિ—

પૂજ્ય પંન્યાસ શ્રી ભદ્રંકરવિજયજી મ. સા. ના અંગત સંગ્રહની આ પ્રતિ છે. આ પ્રતિ ૧૦ પત્રાત્મક છે.

લેખનકાળનો ઉલ્લેખ નથી.

આ પ્રતિ અર્વાચીન છે. પ્રતિનું ઉદ્ધરણ કોના પરની કરવામાં આવ્યું તેનો ઉલ્લેખ નથી.

L. પ્રતિ—

સૂરિમંત્રકલ્પવિવરણ–ગણધરમંત્ર વિવરણ. પત્ર-૪.

આ પ્રતિ લાલભાઈ દલપતભાઈ ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિરની છે. આ પ્રતિ ૪ પત્રાત્મક છે. પ્રસ્તુત વિદ્યામંદિરના ગ્રંથાગારમાં આ પ્રતિનો નંબર ૧૭૨૯ છે.

પ્રત્યેક પત્રની લંબાઈ ૧૦$\frac{1}{8}$" × ૪$\frac{1}{8}$" છે.

પ્રત્યેક પૃષ્ઠમાં ૨૨ પંક્તિ છે.

પ્રત્યેક પૃષ્ઠની બંને બાજુ ત્રણ ત્રણ લીટી દોરી હાંસિયો રાખવામાં આવેલ છે. હાંસિયામાં તથા ઉપર અને નીચે સુધારા તથા ટૂંકા સૂચનો (સ્પષ્ટ અર્થો) ટાંકવામાં આવેલ છે.

પ્રત્યેક પૃષ્ઠની વચ્ચે નાનો ચતુષ્કોણ કોરો રાખવામાં આવેલ છે.

લેખનકાળનો ઉલ્લેખ નથી.

પ્રતિ બહુધા શુદ્ધ છે.

પ્રતિ ઉપરથી ફોટોસ્ટેટ નકલ કરાવી તેને જૈન સાહિત્ય વિકાસ મંડળના ગ્રંથાગારમાં રાખવામાં આવેલ છે. ત્યાં તેનો નંબર A-૭૨ છે.

— × —

N. પ્રતિ,

આ પ્રતિ "સૂરિમંત્રકલ્પસંગ્રહ' નામની અપૂર્ણ પ્રતિ છે. પ્રતિ સુવાચ્ય છે.

પૂજ્ય આચાર્ય શ્રી વિજયનંદનસૂરિ મ. સા. ના સંગ્રહની પ્રતિ છે. આ પ્રતિમાં ૧–૨–૩૭–૪૯–૫૦–૫૧–૫૨–૫૩–૫૪–૫૫ નંબરના પત્રો નથી. તેમ જ નંબર ૫૬ પછીના પત્રો પણ નથી.

આના સંપાદનમાં બે પ્રતિઓનો ઉપયોગ થયેલો છે.

(૧) J.–પ્રતિ—

આ પ્રતિ જૈન સાહિત્ય વિકાસ મંડળ, મુંબઈ–૫૬ ના ગ્રંથાગારની ક્રમાંક B–૧૬ ની "સૂરિમન્ત્રવિચાર" નામની પ્રતિ છે. આ પ્રતિ ૧૨ પત્રાત્મક છે. પ્રતિમાં આગળના પત્રો નથી.

પ્રત્યેક પત્રની લંબાઈ ૧૦$\frac{1}{2}$" × પહોળાઈ ૪$\frac{1}{4}$" છે.

પ્રત્યેક પૃષ્ઠમાં ૧૯ પંક્તિ છે.

પૃષ્ઠની બન્ને બાજુ કાળી શાહીથી બબ્બે લીટીઓ દ્વારા હાંસિયો દોરેલ છે.

પ્રત્યેક પૃષ્ઠમાં વચ્ચે ચતુષ્કોણ જેટલી જગ્યા ખાલી રાખેલ છે.

કેટલાક પૃષ્ઠના હાંસિયામાં નોંધો કરેલ છે. તથા કેટલીક જગ્યાએ અશુદ્ધ પાઠની શુદ્ધિ કરેલ છે.

લેખનકાળનો ઉલ્લેખ નથી. પણ પત્રના અક્ષરોની સ્થિતિ જોતાં પ્રતિ લગભગ ૧૦૦ વર્ષ જેટલી પ્રાચીન તો છે જ.

પ્રતિના પત્ર નંબર ૧ થી ૭–A પંક્તિ ૧૬ સુધીમાં પ્રસ્તુત કલ્પ શ્રી રાજશેખરસૂરિનો છે એમ ઉલ્લેખ કરાયેલ છે.

— × —

(૨)S–પ્રતિ—

આ પ્રતિ સારાભાઈ મણીલાલ નવાબ, અમદાવાદના અંગત સંગ્રહની છે, જેમાં સૂરિમંત્રના છૂટક કલ્પો છે. આ પ્રતિ ૬૨ પત્રાત્મક છે. પ્રસ્તુત પ્રતિ ગુટિકાપ્રતિ છે.

પ્રત્યેક પત્રની લંબાઈ ૮" × પહોળાઈ ૩" છે.

પૃષ્ઠની બન્ને બાજુ હાંસિયો છે. દરેક હાંસિયામાં ૪–૪ લીટી છે.

પ્રત્યેક પૃષ્ઠમાં વચ્ચે અષ્ટકોણ જેટલી જગ્યા ખાલી રાખેલ છે. અને વચ્ચે બિન્દુ છે. પ્રથમ પૃષ્ઠ કોરું છે તથા દ્વિતીય પૃષ્ઠનો અર્ધો ભાગ કોરો છે. અંતિમ પૃષ્ઠ નંબર ૬૨ નો ૪ પંક્તિ જેટલો ભાગ કોરો છે.

લેખનકાળનો ઉલ્લેખ નથી.

પ્રસ્તુત પ્રતિની ફોટોસ્ટેટ નકલ કરાવી તેને જૈન સાહિત્ય વિકાસ મંડળના ગ્રંથાગારમાં રાખવામાં આવેલ છે. ત્યાં તેનો નંબર A-૬૫ છે.

— x —

## ५. श्री मेरुतुङ्गसूरिविरचितः श्री सूरिमुख्यमन्त्रकल्पः

આના સંપાદનમાં ત્રણ પ્રતિઓનો ઉપયોગ થયેલો છે.

(૧) J-પ્રતિ—

શ્રી અંચલગચ્છ ભંડાર, જામનગર.

(૨) S-પ્રતિ—

શ્રી સારાભાઇ મણીલાલ નવાબ, અમદાવાદ.

(૩) B-પ્રતિ—

પૂ૦ પં. શ્રી ભદ્રંકરવિજયજી મહારાજ સાહેબ.

### પરિચય.

J-પ્રતિ—

આ પ્રતિ શ્રી અંચલગચ્છ ભંડાર, જામનગરની છે. આ પ્રતિ ૨૨ પત્રાત્મક છે. પ્રસ્તુત ભંડારમાં પોથી નં. ૯૪ અને પ્રતિ નંબર ૧૧૪ છે.

S-પ્રતિ—

આ પ્રતિ શ્રી સારાભાઇ મણીલાલ નવાબ, અમદાવાદના અંગત સંગ્રહની છે. પ્રસ્તુત પ્રતિ મુષ્ટિ પ્રતિ છે. આ પ્રતિ ૪૯ પત્રાત્મક છે.

પ્રત્યેક પત્રની લંબાઇ ૮" x પહોળાઇ ૩" છે.

પ્રત્યેક પૃષ્ઠમાં ૮ પંકિત છે.

લેખનકાળનો ઉલ્લેખ નથી. તેમ જ લેખકના નામનો પણ ઉલ્લેખ કરાયેલ નથી.

પ્રતિના અક્ષરોનો મરોડ સુંદર છે. પ્રત પડી માત્રામાં લખાયેલી લીપીમાં છે. પૃષ્ઠ નંબર ૪૯ નો ત્રણ પંકિત જેટલો ભાગ કોરો છે. પ્રતનું પ્રથમ પૃષ્ઠ કોરું છે. દ્વિતીય પૃષ્ઠનો અધો ભાગ કોરો છે. તૃતીય પૃષ્ઠના અધો ભાગમાં ઉપદેશ આપતા ગુરુ અને

તેનું શ્રવણ કરતા પાંચ શિષ્યોનું ચિત્ર આલેખાયેલ છે, પત્રોના મધ્યભાગમાં સુશોભન આલેખન કરાયેલ છે. કેટલાક પત્રમાં સમચોરસ ભાગ કોરો રાખી વચ્ચે નાનું પુષ્પ આલેખાયેલ છે.

B.–પ્રતિ–

આ પ્રતિ પૂજ્ય પં. શ્રી ભદ્રંકરવિજયજી મ. સા. ના અંગત સંગ્રહની નંબર વગરની પ્રતિ છે.

— × —

## ६. अज्ञातसूरिकृत :

### सूरिमन्त्रकल्प :

આના સંપાદનમાં ચાર પ્રતિઓનો ઉપયોગ થયેલો છે :

(૧) J–પ્રતિ—

(૨) M¹–પ્રતિ—

(૩) M²–પ્રતિ—

(૪) S–પ્રતિ—

## પરિચય

(૧) J–પ્રતિ—

આ પ્રતિનો શ્રી રાજશેખર સૂરિ કૃત સૂરિમંત્રકલ્પમાં J–તરીકે ઉલ્લેખ કરાયેલ છે.

(૨) M¹–પ્રતિ—

આ પ્રતિ આ. શ્રી વિજયજંબૂસૂરિજી હસ્તલિખિત શ્રી જિનાગમ રત્નકોષ આગમ મંદિર, ડભોઈની છે. આ પ્રતિનું નામ "સૂરિકલ્પ" છે. આ પ્રતિ ૧૦ પત્રાત્મક છે.

પ્રસ્તુત ભંડારમાં આ પ્રતિનો નંબર ૬૨૩૦/૧૧૭ છે.

(૩) M²–પ્રતિ—

પ્રસ્તુત પ્રતિ પણ M¹–પ્રતિના ગ્રંથાગારની છે. આ પ્રતિ ૧૦ પત્રાત્મક છે.

પ્રત્યેક પત્રની લંબાઈ ૯½"× પહોળાઈ ૫½" છે.

પ્રત્યેક પૃષ્ઠમાં ૧૫ પંક્તિ છે.

લેખનકાળ સંવત ૧૩૯૫ છે.

પ્રસ્તુત પ્રતિના લેખક તરીકે પં. ગુણચંદ્રના નામનો ઉલ્લેખ છે.

પ્રતિ ઉપરથી ફોટોસ્ટેટ નકલ કરાવી તેને જૈન સાહિત્ય વિકાસ મંડળના ગ્રંથાગારમાં રાખવામાં આવેલ છે. ત્યાં તેનો નંબર A–૫૭ છે.

(૪) S–પ્રતિ—

આ પ્રતિ શ્રી સારાભાઈ મણીલાલ નવાબ, અમદાવાદના અંગત સંગ્રહની છે. જેનો પરિચય श्रीराजशेखर सूरिविरचित मलधारगच्छीय सूरिमन्त्रकल्प માં S–પ્રતિ તરીકે આપેલ છે.

— × —

૭. श्रीदेवाचार्यगच्छीयसूरिशिष्यरचितं

दुर्गपदविवरणम्

આના સંપાદનમાં ત્રણ પ્રતિઓનો ઉપયોગ થયેલો છે:

(૧) S–પ્રતિ—
(૨) M–પ્રતિ—
(૩) Y–પ્રતિ—

## પરિચય

(૧) S–પ્રતિ—

આ પ્રતિ શ્રી સારાભાઈ મણીલાલ નવાબ, અમદાવાદના અંગત સંગ્રહની છે. જેનો પરિચય श्रीराजशेखरसूरिविरचित मलधारगच्छीय सूरिमन्त्रकल्प માં S–પ્રતિ તરીકે આપેલ છે.

(૨) M–પ્રતિ—

આ પ્રતિ પૂ. આ. શ્રી વિજયજંબૂસૂરિજી હસ્તલિખિત શ્રી જિનાગમ રત્નકોષ

આગમ મંદિર, ડભોઈની છે. આ પ્રતિનું નામ "સૂરિકલ્પ" છે. આ પ્રતિ ૧૦ પત્રાત્મક છે.

પ્રસ્તુત ભંડારમાં આ પ્રતિનો નંબર ૬૨૩૦/૧૧૭ છે.

(૩) Y–પ્રતિ—

આ પ્રતિ મુનિશ્રી યશોવિજયજી મ. સા. ની નિજી સંગ્રહની છે. આ પ્રતિ નંબર વગરની છે.

—×—

## ૮. लब्धिपदफळप्रकाशक कल्पः

આના સંપાદનમાં બે પ્રતિઓનો ઉપયોગ થયેલો છે:

(૧) N–પ્રતિ—

(૨) S–પ્રતિ—

### પરિચય

(૧) N–પ્રતિ—

આ પ્રતિનો પરિચય श्रीजिनप्रभसूरिविरचितं श्रीसूरिमंत्रबृहत्कल्पविवरणम्‌માં N–પ્રતિ તરીકે આપેલ છે.

(૨) S–પ્રતિ—

આ પ્રતિનો પરિચય श्रीराजशेखरसूरिविरचित-मलधारगच्छीय-सूरिमन्त्रकल्प માં S–પ્રતિ તરીકે આપેલ છે.

—×—

## ९. अञ्चलगच्छाम्नायानुसारेण वाचनाचार्य–सूरिमन्त्रादीनां विचारः

આના સંપાદનમાં બે પ્રતિઓનો ઉપયોગ થયેલો છે:

(૧) S–પ્રતિ—

(૨) N–પ્રતિ—

## પરિચય

(૧) S–પ્રતિ—

આ પ્રતિ શ્રી સારાભાઈ મણીલાલ નવાબ, (અમદાવાદ)ના અંગત સંગ્રહની છે જેનો પરિચય श्रीराजशेखरसूरिविरचित–मलधारगच्छीय–सूरिमन्त्रकल्प માં S–પ્રતિ તરીકે આપેલ છે.

(૨) N–પ્રતિ—

આ પ્રતિનો પરિચય श्रीजिनप्रभसूरिविरचितं श्रीसूरिमन्त्रबृहत्कल्पविवरणम् માં N–પ્રતિ તરીકે આપેલ છે.

—— × ——

### १०. श्रीसूरिमन्त्रस्मरणविधि:

આના સંપાદનમાં શ્રી જૈનાનંદ પુસ્તકાલય, સુરતની નંબર ૬૯૪ની પ્રતિનો ઉપયોગ થયેલો છે. આ પ્રતિ ત્રણ પત્રાત્મક છે.

પ્રત્યેક પ્રતિની લંબાઈ ૧૦$\frac{1}{4}$" પહોળાઈ ૪$\frac{1}{4}$" છે.

પ્રત્યેક પૃષ્ઠમાં ૧૫ પંકિત છે.

પ્રથમ પૃષ્ઠ કોરું છે અંતિમ પૃષ્ઠમાં ૧૩ પંકિત છે. પ્રત્યેક પત્રના મધ્યભાગમાં થોડી જગ્યા ખાલી રાખવામાં આવેલ છે.

મૂળ પ્રતિ ઉપરથી ફોટોસ્ટેટ નકલ કરાવી તેને જૈન સાહિત્ય વિકાસ મંડળના ગ્રંથાગારમાં રાખવામાં આવેલ છે. જ્યાં તેનો નંબર A ૩૫ છે.

— × —

### ११. संक्षिप्त : सूरिमंत्रविचारः

આના સંપાદનમાં શ્રી લાવણ્યવિજયજી જૈન ભંડાર, અખી ડોશીની પોળ, રાધનપુરના ભંડારની પ્રતિનો ઉપયોગ થયેલો છે. તેનો ક્રમાંક ડાભડા નંબર–૨, પ્રતિ નંબર ૧૨૯૨ છે. આ પ્રતિ એક જ પત્રાત્મક છે.

પત્રની લંબાઈ ૧૦$\frac{1}{4}$" પહોળાઈ ૪$\frac{1}{2}$" છે.

પ્રત્યેક પૃષ્ઠમાં ૧૬ પંકિત છે.

પત્ર જીર્ણ છે. પત્રના કિનારનો ભાગ ખંડિત છે. પ્રથમ પૃષ્ઠમાં નીચેની ૧૬ મી પંક્તિ પછીના ભાગમાં નોંધ છે. અક્ષરો પડી માત્રામાં લખાયેલ છે. પત્રના મધ્ય ભાગમાં થોડી જગ્યા ખાલી રાખવામાં આવેલ છે.

મૂળ પ્રતિ ઉપરથી ફોટોસ્ટેટ નકલ કરાવી તેને જૈન સાહિત્ય વિકાસ મંડળના ગ્રંથાગારમાં રાખવામાં આવેલ છે. ત્યાં તેનો નંબર A–૭૬ છે;

—— × ——

## १२. अज्ञातकर्तृकः
## सूरिमन्त्रसंग्रहः

આના સંપાદનમાં શ્રી લાલભાઈ દલપતભાઈ ભારતીય સંસ્કૃતિ વિદ્યા મંદિર, અમદાવાદના ભંડારની પ્રતિનો ઉપયોગ થયેલો છે. તેનો ક્રમાંક C પુણ્ય સંગ્રહ નંબર ૬૩૦' છે. આ પ્રતિ બે પત્રાત્મક છે.

પ્રતિનો આદિ તથા અંત ભાગ નથી. માત્ર ૫–૬ પત્ર છે. પૃષ્ઠ ૫ अ, ૫ તથા ૬ अ પર્યંતના વિભાગમાંથી પ્રસ્તુત સૂરિમંત્રનો પાઠ ઉતારેલ છે.

*

## अ પ્રાચીન પટોનાં ચિત્રો

(૧) સૂરિમંત્રના પ્રાચીનતમ યંત્રપટની વિગતો તથા પટનું ચિત્ર.

સમય—પંદરમો સૈકો (મહારાજ સાહેબ પુણ્યવિજયના અનુમાને)

(૨) વિમલગચ્છના વિજાપુરના ઉપાશ્રયના લગભગ ૪૦૦ વર્ષ જુના સૂરિમંત્રના યંત્રપટની વિગતો તથા પટનું ચિત્ર.

(૩) વિમલગચ્છના વિજાપુરના ઉપાશ્રયના લગભગ ૨૫૦ વર્ષ જુના સૂરિમંત્રના યંત્રપટની વિગતો તથા પટનું ચિત્ર.

## અર્વાચીન પટોનાં ચિત્રો

(૧) આ. શ્રીવિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજના સૂરિમંત્રના યંત્રપટની વિગતો તથા પટનું ચિત્ર.

(૨) આ. શ્રીવિજયમોહનસૂરીશ્વરજી મહારાજના સૂરિમંત્રના યંત્રપટની વિગતો તથા પટનું ચિત્ર.

(૩) મંત્રરાજ રહસ્ય ગ્રંથમાં દર્શાવેલ આમ્નાયના વર્ણનને આધારે મુનિ શ્રી જંબૂવિજયજીએ નવાં યંત્રોની જે પ્રાથમિક રૂપરેખા કરી આપી તેને આધારે ચિતરાવી મુદ્રિત કરાયેલાં ૧૪ યંત્રો.

## अ સૂરિમંત્રના પ્રાચીનતમ યંત્રપટની સવિસ્તર વિગતો

પ્રસ્તુત (મુનિ શ્રીપુણ્યવિજય પાસેથી પ્રાપ્ત થયેલા આ૦ શ્રીમાણિક્યકુંજરસૂરિના) યંત્રના પાંચ વલયની બહાર ફરતું એક ચક્ર છે. જેમાં ચોવીશ તીર્થંકરોનાં નામો આલેખેલાં છે.

ત્યારપછી પ્રથમ વલયમાં લબ્ધિપદો આ પ્રમાણે છે:—

| | |
|---|---|
| १ ॐ नमो जिणाणं | २ ॐ नमो ओहिजिणाणं |
| ३ ॐ नमो परमोहिजिणाणं | ४ ॐ नमो सव्वोहिजिणाणं |
| ५ ॐ नमो अणंतोहिजिणाणं | ६ ॐ नमो णंताणंतोहिजिणाणं |
| ७ ॐ नमो केवलीणं | ८ ॐ नमो भवत्थकेवलीणं |
| ९ ॐ नमो अभवत्थकेवलीणं | १० ॐ नमो चउदसपुव्वीणं |
| ११ ॐ नमो दसपुव्वीणं | १२ ॐ नमो इक्कारसअंगधारीणं |
| १३ ॐ नमो कुट्ठबुद्धीणं | १४ ॐ नमो बीयबुद्धीणं |
| १५ ॐ नमो उग्ग . . . . . | १६ ॐ नमो गोयमसामी |

[एए] सिं सव्वेसिं (नमुक्कारं) (कि)च्चा जमीउं (यं) विज्जं पउंजामी

(मि) सा मे विज्जा पसिज्जउ (स्वाहा) २०

ત્યારપછીના ચક્રમાં અગ્યાર ગણધરોનાં નામો આલેખાયાં છે.

તે પછી બીજું, ત્રીજું, ચોથું અને પાંચમું એમ ચારે વલયો એકની અંદર બીજું એ પ્રમાણે અનુક્રમે આલેખવામાં આવ્યાં છે. અને તેના પ્રસ્થાનના પાઠો નીચે પ્રમાણે છે:—

(२) ॐ नमो भगवओ बाहुबलिस्स पण्हसमणस्स सिज्झउ मे भगवई महइ महाविज्जा ॐ वग्गु वग्गु निवग्गु सुमणसे सोमणसे महु महुरद्द लिहिलि किलिकिलि ॐ इरिकालि किरिकालि पिरिकालि -- रिकालि हरिकालि आयरियकालि स्वाहा॥२

महाविद्यापीठ (त्रिभुवन) स्वामिनी अभ्य.... धिष्ठात्री देवी ।

(३) ॐ इरीयाए किरीयाए जिरीयाए पिरीयाए सिरीयाए हिरीयाए आयरीयाए कालि महाकालि स्वाहा। उपविद्यापीठ। जाप १२००० जात्य ...... धवलकुसमैर्जप्तः सन् सारस्वतो यं उपवासं कृत्वा ......... सहस्रजापेन स्वप्नविद्यामंत्रपीट्ठं ।

(४) ॐ इरिइरिकालि किरिक्षिरिकालि गिरिगिरिकालि पिरिपिरिकालि सिरिसिरिकालि हरिहरिकालि आयरीयआयरीयकालि स्वाहा। ज जाप १००० मंत्रपीठचतुर्थं.

(५) ॐ इरिमेरु किरिमेरु गिरिमेरु पिरिमेरू ॐ सिरिमेरु ॐ हरिमेरु ॐ आयरियमेरु स्वाहा। ..... जी पीठजाप १०००० मंत्राधिराजपीठं ॥ ॥हुं॥ ॐ शुचिरेकचित्त। पूर्वाभिमुखः प्राणायामपूर्वं अष्टोत्तरशतवारान् अमुं मंत्रं परमेष्ठिमुद्रया स्मरेत् पथि प्र म प्रस्थान

ચોવીશ તીર્થંકરના ચક્રની બહાર ह्रीँकारनी साडा त्रणरेखा આલેખિત કરી છે. અને બાજુમાં क्रोँકારથી નિરુદ્ધ કરવામાં આવેલ છે.

યંત્રના બહિર્ભાગમાં:—

ઈશાનકોણમાં વિદ્યાદેવતા ૪ ષોડશ ઈંદ્ર. ૬ જક્ષ. ૬ જક્ષિણી અને વૃષભારૂઢ ઇશાનેંદ્રનાં ચિત્રો છે.

અગ્નિકોણમાં સહસ્રભુજા ત્રિભુવનસ્વામિની દેવી તથા ષોડશઈંદ્રો તથા વિદ્યાદેવતા. ૪, ૬ જક્ષ, ૬ જક્ષિણીનાં ચિત્રો છે.

નૈર્ઋત્યકોણમાં જયા, વિજયા, ભદ્રાસહિત લક્ષ્મીદેવી. ૬ જક્ષ, ૬ જક્ષિણી, ષોડશ ઇંદ્રો, ૪ વિદ્યાદેવતા ૩ સોમણેંદ્રનાં ચિત્રો છે.

વાયવ્યકોણમાં યક્ષરાજ ગણિપિટક, હાથી ઉપર ઇંદ્ર તથા ષોડશ ઈંદ્રો ૯ જક્ષ, ૬ જક્ષિણી, ૪ વિદ્યાદેવતા ઐરાવણ રુ... સોમ ઇંદ્રનાં ચિત્રો છે.

યંત્રની ઉપર મધ્યમાં ત્રણ ચિત્રો છે તે ઓળખી શકાતાં નથી.

કર્ણિકાની મધ્યમાં એક ચિત્ર છે તે ઓળખી શકાતું નથી.

કર્ણિકાની એક બાજુ નીચે પ્રમાણે લખાણ છે.

श्री माणिक्यकुंजरसूरीणां सपरिवाराणां शांतितुष्टिपुष्टिकरो भवतु

નોંધ :

द्वात्रिंशल्लब्धिपदयुक्तः सूरिमंत्रः ના શીર્ષક નીચે પ્રસ્તુત ગ્રન્થના પૃ. ૨૬૭-૮ ઉપર જે વિગતો આપી છે તે પણ માણિક્યકુંજર સૂરિને લગતી છે. જુઓ-પાદનોંધ. પૃ. ૨૬૭.

આ યંત્ર આગમ પ્રભાકર સ્વ૦ શ્રીપુણ્યવિજયજી મહારાજના સંગ્રહનું લા. દ. વિદ્યા-મંદિરમાં સંગ્રહાયેલું છે, તેનો નં. ૧૬૧ છે. અને મહારાજશ્રીના અનુમાન પ્રમાણે તેનો કાળ પંદરમા સૈકાનો છે.

## (૨) શ્રી વિમલ ગચ્છના વીજાપુરના ઉપાશ્રયથી મળેલા સૂરિમંત્રના (આસરે) ૪૦૦ વર્ષ જુના પટની સવિસ્તર વિગતો

પ્રથમ વલયમાં ૧૬ પાંખડીઓ છે તેમાં ક્રમશ: નીચે મુજબ ૪૧ લબ્ધિ પદો છે.

१ ॐ ह्रीँ नमो जिणाणं
२ ॐ ह्रीँ नमो ओहिजिणाणं
३ ॐ ह्रीँ नमो परमोहिजिणाणं
४ ॐ ह्रीँ नमो अणंतोहिजिणाणं
५ ॐ ह्रीँ नमो अणंताणंतोहिजिणाणं
६ ॐ ह्रीँ नमो केवलीणं
७ ॐ ह्रीँ नमो भवत्थकेवलीणं
८ ॐ ह्रीँ नमो अभवत्थकेवलीणं
९ ॐ ह्रीँ नमो रिजुमईणं
१० ॐ ह्रीँ नमो विउलमईणं

११ ॐ ह्रीं नमो वेउव्वियलद्धीणं
१२ ॐ ह्रीं नमो सव्वलद्धीणं
१३ ॐ ह्रीं नमो खमासमणाणं
१४ ॐ ह्रीं नमो चारणसमणाणं
१५ ॐ ह्रीं नमो विज्जासिद्धाणं
१६ ॐ ह्रीं नमो आगासगामीणं
१७ ॐ ह्रीं नमो आमोसहीलद्धीणं
१८ ॐ ह्रीं नमो विप्पोसहीलद्धीणं
१९ ॐ ह्रीं नमो खेलोसहीलद्धीणं
२० ॐ ह्रीं नमो जल्लोसहीलद्धीणं
२१ ॐ ह्रीं नमो सव्वोसहीलद्धीणं
२२ ॐ ह्रीं नमो आसीविसाणं
२३ ॐ ह्रीं नमो दिट्ठिविसाणं
२४ ॐ ह्रीं नमो अग्घाविसाणं
२५ ॐ ह्रीं नमो तत्तलेसाणं
२६ ॐ ह्रीं नमो सीयलेसाणं
२७ ॐ ह्रीं नमो चउदसपुव्वीणं
२८ ॐ ह्रीं नमो दसपुव्वीणं
२९ ॐ ह्रीं नमो इगारसंगसुत्तत्थधारीणं
३० ॐ ह्रीं नमो दुवालसंगीणं
३१ ॐ ह्रीं नमो उग्गतवधारीणं
३२ ॐ ह्रीं नमो सव्वेसिं जिणाणं
३३ ॐ ह्रीं नमो खीरासवलद्धीणं
३४ ॐ ह्रीं नमो महुआसवलद्धीणं
३५ ॐ ह्रीं नमो अमयासवलद्धीणं
३६ ॐ ह्रीं नमो अहीणसव्वालंकारलद्धीणं
३७ ॐ ह्रीं नमो अक्खीणमहाणसिलद्धीणं
३८ ॐ ह्रीं नमो संभिन्नसोयालद्धीणं

३९ ॐ ह्रीँ नमो पयानुसारिणलद्धीणं
४० ॐ ह्रीँ नमो बीजबुद्धिलद्धीणं
४१ ॐ ह्रीँ नमो कुठ्ठबुद्धिलद्धीणं

एएसिं नमुक्कारं किच्चा जमियं विज्जं पउंजामि सा मे विज्जा पसिज्जउ मे स्वाहा

द्वितीय वलयः—

ॐ नमो भगवओ बाहुबलिस्स पण्हस्स सिज्झउ मे भगवइए महइ महाविज्जा

ॐ ह्रीँ वग्गु ॐ ह्रीँ लि [नि] वग्गु ॐ ह्रीँ सोमे सोमणसे ॐ ह्रीँ महुमहुरे स्वाहा। ॐ ह्रीँ इरियाए ॐ ह्रीँ किरियाए ॐ ह्रीँ किरिकालि ॐ ह्रीँ गिरिकाली ॐ ह्रीँ सिद्धिकाली ॐ ह्रीँ सिद्धिकाली ॐ ह्रीँ हिरिकालि ॐ ह्रीँ महाकालि

तृतीयवलयः—

ॐ ह्रीँ इरियाए ॐ ह्रीँ किरियाए ॐ ह्रीँ पिरियाए ॐ ह्रीँ सिरियाए

चतुर्थवलयः—

ॐ ह्रीँ नमः ॐ ह्रीँ इरिइरिकालि ॐ ह्रीँ किरिकिरिकालि ॐ ह्रीँ गिरिगिरिकालि ॐ ह्रीँ पिरिपिरिकालि ॐ ह्रीँ सिरिसिरिकालि ॐ ह्रीँ हिरि-हिरिकालि ॐ ह्रीँ आयरियकालि पिरिपिरिकालि—

पंचमवलय :—

ષટ્કોણ યંત્રમાં ક્રમશ : નીચે પ્રમાણે પાઠ છે :—

ॐ ह्रीँ श्रीँ इरिमेरु १ ॐ ह्रीँ किरिमेरु २ ॐ ह्रीँ गिरिमेरु ३ ॐ ह्रीँ पिरिमेरु ४ ॐ ह्रीँ सिरिमेरु ५ ॐ ह्रीँ हिरिमेरु ६

મધ્યમાં ષટ્કોણ યંત્રમાં ગૌતમસ્વામીનું પદ્માસનસ્થ ચિત્ર છે. બે પાર્શ્વમાં બે પરિચારકો હાથ જોડી ઉભેલ છે. ઉપરના ભાગમાં બે ચામરધારી હાથીઓ છે.

ઉપરના ભાગમાં ॐ ह्रीँ श्रीँ अर्हं आयरियमेरु स्वाहा છે અને આગ્નેયાદિ ચાર વિદિશામાં ॐ ह्रीँ श्रीँ जयायै नमः ॥ १। ॐ ह्रीँ श्रीँ जयंत नमः। २। ॐ ह्रीँ श्रीँ अपराजितायै नमः। ३। ॐ ह्रीँ श्रीँ विजयायै नमः પદો છે.

વલયમાં મંત્રાક્ષરો સમાયા નથી તેજ ખાલી વલયોમાં મૂકેલા છે.

એક વલયમાં ૧૧ ગણધરોનાં ચિત્રો છે. વચમાં સુશોભનો તથા ભકતજનોનાં ચિત્રો છે.

એક વલયમાં ૨૪ તીર્થંકર ભગવંતોનાં ચિત્રો છે. તે પછી ह्रीँकारના સાડાત્રણ વલયથી યંત્રને વેષ્ટિત કરાયો છે. અને તે. क्रौँથી નિરુદ્ધ કરાયો છે.

પટની ઉપર ઇશાન કોણમાં ત્રિભુવનસ્વામિની દેવી છે. જેને અનેક હાથ છે. પ્રત્યેક હાથમાં જુદી જુદી વસ્તુઓ રાખેલ છે. નીચે સિંહનું વાહન છે,

અગ્નિ કોણમાં શ્રીલક્ષ્મીદેવી છે. જેની બાજુમાં બે હસ્તીઓ અભિષેક કરે છે,

નૈઋર્ત્ય કોણમાં યક્ષરાજ ગણિપિટક છે. તે હાથી ઉપર વિરાજે છે.

વાયવ્ય કોણમાં સરસ્વતી દેવી છે. જેને ચાર ભૂજા છે. ડાબા હાથમાં પુસ્તક તથા અક્ષ-માલા છે. પગની નીચેના ભાગમાં પક્ષિપંચક છે.

યંત્ર ફરતા ચારેય દિશામાં દેવદેવીઓનાં ચિત્રો છે.

યંત્રની દક્ષિણ દિશામાં ગુરૂપાદુકા છે તેની બાજુમાં (અને યંત્રની તદ્દન નીચે) નવ નિધાન અને પૂર્વ તરફ એક સાધક મુનિ બિરાજેલા છે.

યંત્રના ઉપરના ભાગમાં ગજેન્દ્રારૂઢ બે ઇન્દ્રો છે. હ્રીँકારની ઉપર એક દેવ બિરાજેલા છે. જેના મસ્તક ઉપર છત્ર છે હ્રીँકારની બે તરફ આંખો છે યંત્ર કપડા ઉપર ચીતરેલ છે પણ કાલક્રમે તે કપડું જીર્ણ થતાં પાછળ બીજું કપડું લગાડેલ છે.

યંત્રની લંબાઈ ૧–૯½ અને પહોળાઈ ૧-૮ છે લગભગ બધો ભાગ રંગાયેલ છે.

## (૩) મુનિ શ્રી લક્ષ્મીવિમલજીના સૂરિમંત્ર પટની સવિસ્તર વિગતો (આસરે) ૨૫૦ વર્ષ જુના પટની વિગતો*

પ્રથમવલયના ૧૬ દલોમાં નીચે મુજબ ૪૧ લબ્ધિ પદો છે.

१ ॐ ह्रीँ नमो जिणाणं
२ नमो ओहिजिणाणं
३ नमो परमोहिजिणाणं
४ नमो अणंतोहिजिणाणं
५ नमो अणंताणंतोहिजिणाणं
६ नमो सामन्नकेवलीणं
७ नमो भवत्थकेवलीणं
८ नमो अभवत्थकेवलीणं

*આ પટ પણ વિમલગચ્છના વીજાપુરના ઉપાશ્રયથી આવેલો છે.

९ नमो उज्जुमईणं
१० नमो विउलमईणं
११ नमो पण्हसमणाणं
१२ नमो जंघासमणाणं
१३ नमो विज्जाचारणाणं
१४ नमो आगासगामीणं
१५ नमो आमोसहीणं
१६ नमो विप्पोसहीणं
१७ नमो खेलोसहीणं
१८ नमो जल्लोसहीणं
१९ नमो सव्वोसहीणं
२० नमो आसीविसाणं
२१ नमो दिट्ठीविसाणं
२२ नमो वयणविसाणं
२३ नमो तत्तलेसाणं
२४ नमो सीअलेसाणं
२५ नमो चउदसपुव्वीणं
२६ नमो दसपुव्वीणं
२७ नमो इक्कारसंगसुत्तत्थधारीणं
२८ नमो दुवालसंगीणं
२९ नमो विउव्विअलद्धीणं
३० नमो सव्वासवलद्धीणं
३१ नमो उग्गतवचरणधारीणं
३२ नमो सव्वेसिं जिणाणं
३३ ॐ नमो खीरासवलद्धीणं
३४ ॐ नमो महुआसवलद्धीणं
३५ ॐ नमो अमयासवलद्धीणं
३६ ॐ नमो अक्खीणालयलद्धीणं

३७ ॐ नमो अक्खीणमहाणसलद्धीणं

३८ ॐ नमो संभिन्नसोआणं

३९ ॐ नमो पयानुसारीणं

४० ॐ नमो बीअबुद्धीणं

४१ ॐ नमो कुट्ठबुद्धीणं

सव्वेसिं एएसिं नमुक्कारं किच्चा जमियं विज्जं पउंजामि. सा मे विज्जा पसीअउ स्वाहा । १६००० ।

द्वितीयवलयः–

ॐ नमो भगवओ बाहुबलिस्स पण्हसमणस्स सिज्झउ मे भगवई महइ महाविज्जा । १०८।१००८

ॐ वग्गु वग्गु निवग्गु निवग्गु सुमणे सोमणसे महुमहुरे स्वाहा । ॐ इरिकालि किरिकालि पिरिकालि सिरिकालि हिरिकालि

तृतीयवलयः–

ॐ इरियाए किरियाए पिरियाए सिरियाए हिरियाए आयरियाए कालि कालि महाकालि स्वाहा ।

चतुर्थवलयः–

ॐ इरिइरिकालि किरिकिरिकालि गिरिगिरिकालि पिरिपिरिकालि सिरिसिरिकालि हिरिहिरिकालि आयरियकालि स्वाहा । પદો છે જ્યાં આ પદો પૂરાં થાય છે ત્યાંથી આગળના અર્ધા ભાગમાં પણ આ પાઠ ફરીથી લખેલ છે.

पञ्चमवलयः–

ષટ્કોણની બહારના ભાગમાં ॐ इरिइरिमेरु किरिकिरिमेरु गिरिगिरिमेरु पिरिपिरिमेरु सिरिसिरिमेरु हिरिहिरिमेरु પદો છે.

મધ્યમાં ષટ્કોણ ચક્ર છે. તેમાં શ્રી ગૌતમસ્વામીની મૂર્તિ છે. જમણા હાથમાં અક્ષમાલા છે જે અંગુષ્ઠ પર રાખેલ તથા તર્જની તેના પર મુકેલી છે. ડાબી બગલમાં રજોહરણ ને જમણા ખભાપર મુખવસ્ત્રિકા છે.

ઉપરના ભાગમાં મસ્તકની બન્ને તરફ ગજારૂઢ બે દેવો ચામર વીંઝે છે. સમગ્ર ચિત્ર તથા ષટ્કોણ વલયની રેખા સુવર્ણની શાહીથી ચિતરેલ છે.

ષટ્કોણ ચક્રની ઉપરના ખાંચામાં ॐ इरिमेरु પછી જમણી બાજુથી ક્રમસર किरिमेरु गिरिमेरु पिरिमेरु सिरिमेरु हिरिमेरु પદો છે.

ગૌતમસ્વામીની મૂર્તિના જમણા પડખે ॐ ह्रीँ श्रीँ अर्हं आयरियमेरु પદો છે. અને ડાબા પડખે सौभाग्यनंदिसूरिणां सर्वार्थसिद्धि कुरुर स्वाहा પદો છે.*

પાંચેય વલયોની બહાર અને ૧૬ દળો ફરતો ह्रीँकार સાડાત્રણ વલયોથી વેષ્ટિત છે, જેને અંતે ક્રોંકારથી નિરુદ્ધ કરેલો છે.

ह्रीँ કારની ઉપર બે નેત્રો ચીતર્યાં છે.

પટના વાયવ્ય કોણે સરસ્વતીદેવી છે. જેના જમણા એક હાથમાં વીણા તથા કમલપુષ્પ ને ડાબા એક હાથમાં પુસ્તક છે. બીજા હાથમાં શું છે તે સ્પષ્ટ સમજાતું નથી. તેની સન્મુખ બે મુનિઓ અંજલિ જોડી આસને બેઠા છે.

યંત્રની ઉપર ઉત્તર દિશાના વચલા ભાગમાં ઇંદ્ર ઇંદ્રાણી છે.

ઈશાન કોણમાં ત્રિભુવન સ્વામિની દેવી છે. જેને અનેક હસ્તો હોય તેમ જણાય છે. હાથમાં માલા, પંખો, ત્રિશૂલ, શંખ વગેરે છે. નીચે માનુષોત્તર પર્વત છે. યંત્રની ઉત્તરના ભાગમાં ઉત્તર દિશામાં બન્ને બાજુ આઠ આઠ વિદ્યાદેવીઓ છે.

વિદ્યાદેવીઓની નીચે પૂર્વદિશામાં ૨૪ તીર્થંકારોના ૨૪ યક્ષો છે. અને પશ્ચિમ દિશામાં તથા યંત્રની નીચેના ભાગમાં ૨૪ તીર્થંકારોની ૨૪ શાસનદેવીઓ છે.

યંત્રના નૈઋર્ત્ય કોણમાં લક્ષ્મીદેવી છે જેને ચાર હાથ છે. મસ્તક ઉપર હસ્તિયુગલ અભિષેક કરે છે. પગ નીચે નવ નિધાન છે.

યંત્રના અગ્નિકોણમાં ગણિપિટક યક્ષરાજ છે. જેને ૨૦ હાથ છે. પ્રત્યેક હાથમાં જુદીજુદી વસ્તુઓ છે. યંત્રની નીચે ગુરુ અને શ્રોતા (શિષ્ય) નું ચિત્ર છે. યંત્રની ચારે તરફ નીચે મુજબ લખાણ છે.

**आद्य विद्यापीठं–अधिष्ठायिकादेवी सरस्वती जाप १६००० बाहुबली-१ । सौभाग्यविधा २ विद्या ३ अभिधान त्रिरूपविद्याप्रस्थानं**

---

* સં. ૧૫૭૮ માં શ્રી સૌભાગ્યનંદિસૂરિએ વિમલ ચરિત્ર નામનો ગ્રંથ રચ્યો. છે. (જુઓ જૈન સાહિત્યનો ઈતિહાસ-મો. દ. દેસાઈ પૃ. ૩૬૦ની પાદનોંધ ૩૮૯ સં. ૧૫૭૬ માં કુતુબપુરા તપાગચ્છીય ઈંદ્રનંદિસૂરિના પટ્ટધર સૌભગ્યનંદિસૂરિએ હમીરપુરમાં રહી મૌન એકાદશીની કથા રચી.

જુઓ જૈ. સા. ઈ. પૃ. ૫૧૯ (ટિ. ૭૫૮)

द्वितीयविद्यापीठाधिष्ठायिका देवी त्रिभुवनस्वामिनी जाप १०८।१६०००। १२०००। स्वप्नादेश १ कार्यादौ २ आज्ञायां ३

तृतीयप्रस्थानाधिष्ठायिका पद्मह्रदनिवासिनी श्रीदेवी स्वर्णाभरणवस्त्रा स्वर्णपद्मस्था पुरस्थनवनिधाना दिग्गजकरस्थहेमकुंभकराभिः सिच्यमाना। अस्य जापः १२००० ॥ श्रीः।

चतुर्थं मंत्रपीठं—अस्याधिष्ठायको गणिपिटको नाम यक्षराजः अणपन्नीनिकाय-मध्यवर्ती। यत् कार्यं सविलंबं तदस्य जापेन श्वेतध्यानेन शीघ्रं सिध्यति। जाप १२००० उपविद्यानिधान।

पंचमं प्रस्थानं मंत्रराजः—अस्याधिष्ठायका १६ विद्यादेव्यः ६४ सुरेन्द्राः २४ शासनयक्षा २४ शासनदेव्यः। जाप १०००००

अट्ठुत्तरसयजावं निच्चं जो कुणइ मंतरायस्स
वड्ढइ तस्स संघो धणकणकंचणकुडुंबेहिं ॥१॥

તે પછી ખાલી જગ્યામાં કાળીશાહીથી મુનીઃ लक्ष्मीविमलजीनो આ પટ છે એમ લખેલ છે.

પટ કાગળ ઉપર ચીતરેલ છે. ચિત્રો સઘળાં સુવર્ણની શાહીથી ચિતરેલાં છે. પટની પાછળ કપડું ચોડેલ છે અને તે કપડા પર લખેલ છે કે આ પટ અઢીસો વર્ષ જુનો છે.

પટ ફરતી કપડાની પટી છે. તે પર કાળી શાહીથી લખેલ છે કે;

मुनी लक्ष्मीविमलजीनो આ પટ છે ठेकाणुं महालक्ष्मीना वागानां आगमीया गच्छना अपाश्रे वीसेके चोमासा થાય છે.

પટ સમચોરસ છે તેની લંબાઈ પહોળાઈ ૧'—૧૦" છે.

## અર્વાચીન પટોનાં ચિત્રો

### (૧) *આચાર્ય શ્રીવિજયભદ્રસૂરીશ્વરજીના સૂરિમંત્રના વસ્ત્રપટની સવિસ્તર વિગતો

પ્રથમ વલય ફરતા ૧૬ દલોમાં પ્રથમ પીઠના નીચે મુજબ સોળ સ્તુતિ પદો છે.

१ ॐ नमो जिणाणं
२ ॐ नमो ओहिजिणाणं
३ ॐ नमो परमोहिजिणाणं

* આ વસ્ત્રપટ સ્વ. આ. શ્રીવિજયલબ્ધિસૂરિ પાસે હતો, તે સાધ્વી શ્રીસર્વોદયાશ્રી દ્વારા અમોને મળ્યો હતો.

४ ॐ नमो सव्वोहिजिणाणं

५ ॐ नमो अणंतोहिजिणाणं

६ ॐ नमो अणंताणंतोहिजिणाणं

७ ॐ नमो केवलीणं

८ ॐ नमो भवत्थकेवलीणं

९ ॐ नमो अभवत्थकेवलीणं

१० ॐ नमो चउदसपुव्वीणं

११ ॐ नमो दसपुव्वीणं

१२ ॐ नमो इगारसंगधारीणं।

१३ ॐ नमो कुट्ठबुद्धीणं

१४ ॐ नमो बीयबुद्धीणं

१५ ॐ नमो उग्गतवचरणकरणधारीणं

१६ ॐ नमो गोयमसामिणं-सुहम्मसामिणं एएसिं सव्वेसिं नमुक्कारं किच्चा जमियं विज्जं पउंजामि सा मे विज्जा पसिज्झउ स्वाहा।

પ્રસ્તુત યંત્રપટના આલેખનનો પ્રકાર બીજા યંત્રપટોથી મૌલિક રીતે જુદો પડે છે. પ્રથમ વલય પછી વલયોની રચના નથી પણ અષ્ટ દલના કમલની અને વચમાં કર્ણિકાની રચના છે.

ઈશાન કોણના દલમાં દ્વિતીય પીઠના પ્રસ્થાનનો પાઠ આ પ્રમાણે છે :—

ॐ नमो भगवओ बाहुबलिस्स पण्हसमणस्स सिज्झउ मे भगवई महई महाविज्जा ॐ वग्गु वग्गु निवग्गु सुमणसोमणस्स [महु] महुरे हिली हिली किली किली ॐइरिकाली किरिकाली गिरिकाली पिरिकाली सिरिकाली हिरिकाली आयरिय-काली स्वाहा।। महाविद्यापीठ मंत्राक्षराणि ९७ सप्तनवति श्री सूरिमंत्रद्वितीयपीठः।।

અગ્નિ કોણના દલમાં તૃતીય પીઠના પ્રસ્થાનનો પાઠ આ પ્રમાણે છે :—

ॐ इरियाए किरियाए गिरियाए पिरियाए सिरियाए हिरियाए आयरियाए काली महाकाली स्वाहा।। तृतीय उपविद्यापीठ।। १२००० द्वादशसहस्र जापः जात्यादिपुष्पैः महमहाफलदायकः।। श्री श्री अप्रतिहतं सारस्वतं परिस्फुरति।। श्री श्रेयसवतो भवतु।।

નૈઋ'ત્ય કોણના દલમાં ચતુર્થ' પીઠના પ્રસ્થાનનો પાઠ આ પ્રમાણે છે :—

ॐ इरिइरिकाली किरिकिरिकाली गिरिगिरिकाली पिरिपिरिकाली सिरिसिरिकाली हिरिहिरिकाली आयरियआयरियकाली स्वाहा ॥ इति सूरिमंत्रचतुर्थपीठे मंत्राक्षराणि ४९ साधकस्य श्रीगुरुभक्त्या सिद्धिर्भवतु। श्री श्रेयोऽस्तु।

વાયવ્ય કોણના દલમાં પંચમ પીઠના પ્રસ્થાનનો પાઠ આ પ્રમાણે છે :—

ॐ इरिमेरु किरिमेरु गिरिमेरु पिरिमेरू सिरिमेरु हिरिमेरु आयरियमेरु स्वाहा ॥ अत्र मंत्राक्षराणि ३३ त्रयस्त्रिशत् पंचमपीठे। एतस्य जापो लक्षमेकः १००००० साधकस्य श्रीरस्तु।

श्री तपागच्छाधिपति श्रीविजयभद्रसूरीश्वराणां सर्वदा शांति तुष्टिं पुष्टिं सुखसौभाग्यं ऋद्धि वृद्धि महोदयं च कुरु कुरु स्वाहा।

આ પ્રમાણે વિદિશાના ચાર દલમાં મંત્ર પાઠો છે. ત્યાર પછી દિશાના દલોમાં નીચે પ્રમાણે તે તે દલમાં અનુક્રમે દેવીઓ તથા દેવ છે :—

ઉત્તર દિશાના દલમાં સરસ્વતી દેવી હંસના વાહન ઉપર વિરાજે છે, એક હાથમાં વીણા છે. અને બીજા હાથમાં પુસ્તક છે, તથા બીજા બે હાથ વિષે નિર્ણય કરી શકાતો નથી.

પૂર્વ'દિશાના દલમાં અનેક હાથવાળી ત્રિભુવનસ્વામિની દેવીનું ચિત્ર છે. બે હાથમાં કુંભ છે અને એક હાથમાં અંકુશ છે. તે પાટ ઉપર પદ્માસને વિરાજેલ છે.

દક્ષિણ દિશાના દલમાં લક્ષ્મીદેવી કમળ ઉપર પદ્માસને બિરાજે છે. બે હાથમાં કમળ છે, એક હાથમાં અક્ષયપાત્ર અને ચોથા હાથમાં શું છે? તે સમજાતું નથી. બે બાજુ બે હાથી ચામર વીંઝે છે.

પશ્ચિમ દિશાના દલમાં ત્રણ સૂંઢવાળા હાથીના વાહન ઉપર વીસ હાથવાળા યક્ષરાજ ગણિપિટક દેવ વિરાજે છે. દરેક હાથોમાં શું છે? તે સમજાતું નથી.

કર્ણિકામાં કમળ ઉપર શ્રી ગૌતમસ્વામી પદ્માસને બિરાજે છે. જમણા હાથમાં મુહપત્તિ છે. તેમની આજુબાજુ બે ઇંદ્રો ચામર વીંઝે છે અને તેમની ઉપરના ભાગમાં ભગવાન મહાવીર પર્યંકાસને બિરાજેલા છે અને એકદમ ઉપર બે બાજુ સૂર્ય તથા ચંદ્ર આલેખિત કરેલા છે.

પ્રથમ વલયના બાહ્ય ભાગમાં હ્રીંકાર સાડાત્રણ વલયથી વેષ્ટિત કરવામાં આવ્યો છે અને નીચેના ભાગમાં ક્રોંકારથી નિરુદ્ધ કરવામાં આવેલ છે. હ્રીંકારની આજુબાજુ બે ચક્ષુ આલેખેલ છે.

હવે બાહ્યભાગમાં ઈશાન કોણમાં ગોમુખયક્ષ હાથીના વાહન ઉપર, જયાદેવી આસન ઉપર અને ચક્કેસરી દેવી ગરૂડના વાહન ઉપર બિરાજે છે.

અગ્નિકોણમાં રોહિણી દેવી વૃષભના વાહન ઉપર, વિજ્યા દેવી આસન ઉપર અને બાજુમાં નવનિધિના કુંભો ત્રણ હારમાં આલેખેલા છે.

નૈઋત્ય કોણમાં દિક્પાલ ત્રણસુંઢવાળા હાથી ઉપર અને જયંતી દેવી આસન ઉપર પદ્માસને તથા સૂર્ય સાત અશ્વવાળા રથમાં બિરાજે છે.

વાયવ્ય કોણમાં ઇંદ્રાણી ત્રણ સુંઢવાળા હાથી ઉપર, અપરાજિતા દેવી આસન ઉપર અને ઇંદ્ર ત્રણ સુંઢવાળા ઐરાવણ હાથી ઉપર બિરાજે છે.

આ પ્રમાણે વસ્ત્રપટ યંત્રની વિગત છે.

(ભગવાન મહાવીરસ્વામી + ગૌતમ સ્વામી + સરસ્વતી + ત્રિભુવન સ્વામી + શ્રીદેવી યક્ષરાજ ગણિપિટક + ગોમુખ યક્ષ + જયા દેવી + ચક્રેશ્વરી દેવી + રોહિણી દેવી + વિજયા દેવી + દિક્પાલ + જયંતી દેવી + સૂર્ય દેવતા + ઇંદ્રાણી + અપરાજિતા + ઇંદ્ર = ૧૭ પ્રતિકૃતિઓ સંક્ષિપ્ત રૂપે આલેખાઈ છે. ઉપરાંત નવ નિધિ છે.)

## (૨) આચાર્ય શ્રી વિજયમોહન સૂરીશ્વરજીના સૂરિમંત્રના વસ્ત્રપટની સવિસ્તર વિગતો

પ્રસ્તુત યંત્રપટના આલેખનનો પ્રકાર ઘણા યંત્રપટોથી મૌલિક રીતે જુદો પડે છે.

પ્રથમ વલયમાં ૧૮ દલો છે. અને તે દલોમાં નીચે પ્રમાણે ૧૬ લબ્ધિપદો તથા લખાણ છે.

### (૧) શ્રી સૂરિમંત્ર પ્રથમ પીઠ (विद्यापीठम्)

**ॐ नमो जिणाणं ॐ नमो ओहिजिणाणं ॐ नमो परमोहिजिणाणं ॐ नमो सव्वोहिजिणाणं ॐ नमो अणंतोहिजिणाणं ॐ नमो अणन्ताणन्तोहिजिणाणं ॐ नमो केवलीणं ॐ नमो भवत्थकेवलीणं ॐ नमो अभवत्थकेवलीणं ॐ नमो चउद्दसपुव्वीणं ॐ नमो दसपुव्वीणं ॐ नमो इगारसअंगधारीणं ॐ नमो कुट्ठबुद्धीणं ॐ नमो बीयबुद्धीणं ॐ नमो उग्गतवचरणकरणधारीणं ॐ नमो गोयमसामी लद्धीवंत सुहम्मसामीणो एएसिं सव्वेसिं नमुक्कारं किच्चा जं इयं विज्जं पउज्जामि सा मे विज्जा पसिज्जउ स्वाहा ।**

ત્યારપછીના વલયમાં ૨૪ તીર્થંકરો અને તે દરેકની સાથે બે ચામરધારીઓની પ્રતિકૃતિ આલેખવામાં આવી છે. ત્યારપછી ૧૧ ગણધર ભગવંતો અને દરેકની સાથે ઓઘા સહિત ઉભેલા બે મુનિઓની પ્રતિકૃતિ આલેખવામાં આવી છે.

હ્રીँકારની બહાર એક ભૂમંડલરૂપે ચોરસ આલેખાયો છે. આ પ્રમાણે ગોળ અને ચોરસની રચનામાં જે ચાર કોણ થયા તેમાં ઈશાન કોણમાં શ્રી જયાદેવી, અગ્નિકોણમાં શ્રી વિજયા દેવી, નૈઋર્ત્ય કોણમાં શ્રી જયંતી દેવી અને વાયવ્ય કોણમાં શ્રી અપરાજિતા દેવી પોત પોતાના આસન ઉપર વિરાજે છે. મધ્ય ભાગમાં હ્રીँકારની ઉપર તીર્થંકર ભગવંતની પાદુકા અને તેના ઉપર ત્રણ છત્ર આલેખાયાં છે. પાદુકાની બન્ને બાજુ પહેલા બે હાથીઓ ચામર વીંઝે છે અને બીજા બે હાથી ઓ સૂંઢમાં ચામર રાખી ઉભા છે. ચારેય હાથીઓ ઉપર ઇંદ્રો બિરાજે છે. પાદુકાની બાજુમાં બે કોણના ઉપરના ભાગમાં સૂર્ય અને ચંદ્ર આલેખાયા છે. પાદુકાની ઉપરના ભાગમાં અને આજુબાજુ ૬૪ ઇંદ્રો આલેખાયા છે.

યંત્રના ઈશાન કોણમાં અનેક હાથવાલી શ્રી ત્રિભુવનસ્વામિનીદેવી તેના વાહન સાથે આલેખાયાં છે. અગ્નિકોણમાં શ્રી શ્રીદેવી કમલ ઉપર વિરાજે છે. બાજુમાં બે હસ્તી અભિષેક કરે છે. નૈઋર્ત્યકોણમાં શ્રી યક્ષરાજ ગણિપિટક હસ્તી ઉપર વિરાજે છે. વાયવ્ય કોણમાં શ્રી વિદ્યાદેવી તેના વાહન હંસ ઉપર વિરાજે છે.

યંત્રની પૂર્વદિશામાં ૨૪ શાસનદેવીઓ અને પશ્ચિમદિશામાં ૨૪ શાસનદેવો પોતપોતાના વાહનો ઉપર વિરાજે છે.

યંત્રની નીચે દક્ષિણદિશામાં નવગ્રહો અને દશ દિક્પાલો તથા તેની સામી બાજુએ ૧૬ વિદ્યાદેવીઓ તેમના વાહનો ઉપર તથા નવનિધાન તથા ગુરૂપાદુકા તથા એક ભક્ત છે.

## યંત્રની નીચે વચમાં એક વેદિકા જણાય છે.

૨૪ તીર્થંકરો + ૧૧ ગણધરો + સરસ્વતી + ત્રિભુવનસ્વામિની + શ્રીદેવી + યક્ષરાજ ગણિકપિટક + જયા + વિજયા + જયન્તી + અપરાજિતા + ૬૪ ઇંદ્રો + ૧૬ વિદ્યાદેવીઓ + ૨૪ યક્ષો + ૨૪ યક્ષિણીઓ + ગુરુ + ૧૦ દિક્પાલો + ૯ ગ્રહો + સાધક = ૧૯૨ પ્રતિ કૃતિઓ વિસ્તારથી આલેખાયા છે.)

સ્વ. આચાર્ય શ્રી વિજયામૃતસૂરીશ્વરજી જ્યારે બોરીવલી (મુંબઈ)માં ચાતુર્માસ હતા ત્યારે તેઓશ્રીએ એક સૂરિમંત્રનો યંત્રપટ તે સમયમાં જ ચિતરાવ્યો હતો. તે અમને જોવા આપેલો. તેનો એક ફોટો પણ અમારી પાસે છે. તે તપાસતાં ઉપરના પટ સાથે સ્વરૂપ રેખા અને પીઠ વગેરેમાં અનેક રીતે મળતો આવે છે. પાઠમાં ક્યાંક શબ્દિક ફેરફાર જણાય છે.

# શ્રી સિંહતિલકસૂરિવિરચિત મંત્રરાજરહસ્યમાં વર્ણવેલા સૂરિમંત્રના ૧૪ યંત્રોનો પરિચય

યંત્ર ૧. '૪૮ સ્તુતિપદી તથા ગણધરવલયયુક્ત અપ્રતિચક્રાયંત્ર'નો પરિચય પૃ. ૨૯૯-૩૦૪માં આપવામાં આવેલો છે તે આ યંત્ર છે. મંત્રરાજ રહસ્યમાં આનો ઉલ્લેખ ૬૯ મા શ્લોકમાં છે.

૨. શ્રીસિંહતિલક સૂરિવિરચિત 'મંત્રરાજરહસ્ય' ગ્રન્થમાં વર્ણવેલા સૂરિમંત્રના આમ્નાયોના ૧૩ પ્રકારોમાં પ્રથમ સ્વગુરૂદર્શિત પ્રકારનું આ યંત્ર છે. આનો ગુજરાતી પરિચય પૃ. ૩૦૫-૩૦૭ માં છે. મંત્રરાજ રહસ્યમાં આનું વર્ણન શ્લોક ૧૪૩-૨૦૫ માં છે.

૩. સૂરિમંત્રના આમ્નાયોના બીજા પ્રકારનું આ યંત્ર છે. તેનો પરિચય પૃ. ૩૦૭-૩૧૦ માં છે. મંત્રરાજરહસ્યમાં આનું વર્ણન શ્લોક ૨૧૧-૨૫૩માં છે.

૪. સૂરિમંત્રના આમ્નાયોના ત્રીજા પ્રકારનું આ યંત્ર છે. તેનો ગુજરાતી પરિચય પૃ. ૩૧૦-૩૧૨ માં છે. મંત્રરાજ રહસ્યમાં આનું વર્ણન શ્લોક ૨૫૪-૨૮૮ માં છે. મંત્રરાજરહસ્ય શ્લોક ૨૬૩ માં આવતા प्रणव माया सर्वत्रादौ એ પાઠને આધારે ॐ ह्रीँ नमो जिणाणं, ॐ ह्रीँ नमो ओहिजिणाणं ઇત્યાદિ મંત્રપાઠ પ્રારંભનાં ૩૨ સ્તુતિપદોમાં હોય એમ લાગે છે. પણ आइम्मि नमो ॐ ह्रीँ पढमपया छट्ठीवहुवयणं (શ્લોક ૨૬૦) એ પાઠને આધારે नमो ॐ ह्रीँ जिणाणं, नमो ॐ ह्रीँ ओहिजिणाणं ઇત્યાદિ મંત્રપાઠ હોય એમ જણાય છે. વળી પૃ. ૮૦ માં द्वात्रिंशत्पदी 'नमो ॐ ह्रीँ जिणाणं' इत्यादिः એ પ્રમાણે જિનપ્રભસૂરિજીએ પણ સૂરિમંત્ર બૃહત્કલ્પ-વિવરણમાં ઉલ્લેખ કર્યો હોવાથી તે આધારે ૩૨ પદો પૃ. ૩૧૦-૧૧ માં અમે જણાવ્યાં છે. પરંતુ અધિક વિચાર કરતાં, आइम्मि नमो ॐ ह्रीँ पढमपया छट्ठीवहुवयणं (શ્લોક ૨૬૦). આ વિધાન માત્ર પ્રથમ પદ પુરતું જ હોય એમ પણ લાગે છે. તેથી યંત્રમાં પ્રથમપદમાં नमो ॐ ह्रीँ जिणाणं રાખેલું છે. અને તે પછીના ૩૧ પદોમાં ॐ ह्रीँ नमो ओहिजिणाणं ઇત્યાદિ મંત્રપાઠ રાખેલો છે.

૫. સૂરિમંત્રના આમ્નાયોના ચોથા પ્રકારનું આ યંત્ર છે. આનો ગુજરાતી પરિચય પૃ. ૩૧૩-૧૪માં છે મંત્રરાજ રહસ્યમાં આનું વર્ણન શ્લોક ૨૫૫-૨૮૮ માં છે.

૬-૭. સૂરિમંત્રના આમ્નાયોના છઠ્ઠા તથા સાતમા પ્રકારનાં અનુક્રમે આ બે યંત્રો છે. આનો ગુજરાતી પરિચય પૃ. ૩૧૮માં છે. મંત્રરાજ રહસ્યમાં આનું વર્ણન શ્લોક ૩૧૭-૩૫૮ માં છે.

૮-૯. સૂરિમંત્રના આમ્નાયોના આઠમા તથા નવમા પ્રકારનાં અનુક્રમે આ યંત્રો છે. આનો ગુજરાતી પરિચય પૃ. ૩૨૧-૩૨૨માં છે. મંત્રરાજ રહસ્યમાં આનું વર્ણન શ્લોક ૩૫૯-૩૭૯ માં

ત્યારપછી ૨-૩-૪ અને ૫ વલયો એકની અંદર એક એ પ્રમાણે આલેખાયાં છે. તે વલયોની અંદર ચાર પીઠોના પાઠની વિગતો નીચે આપવામાં આવી છે ;

## ૨ દ્વિતીય પીઠ (महाविद्यापीठम्)

ॐ नमो भगवओ बाहुबलिस्स पण्हसमणस्स सिज्जउ मे भगवई महई महाविज्जा ॐ वग्गु वग्गु नीवग्गु नीवग्गु सुमणे सुमणस्से महुमहुरे हिलि हिलि किलि किलि ॐ इरिकाली किरिकाली गिरिकाली पिरिकाली सिरिकाली हिरिकाली आयरियकाली स्वाहा । अक्षराणि ९७ सप्तनवति श्रीसूरिमंत्रद्वितीयपीठे

## ૩ તૃતીય પીઠ (उपविद्यापीठम्)

ॐ इरियाए किरियाए गिरियाए पिरियाए सिरियाए हिरियाए आयरियाए काली महाकाली स्वाहा । तृतीय उपविद्यापीठे द्वादशसहस्रजापः जात्यादिकुसुमैः सह महाफलदायकः ।

श्री श्री अप्रतिहतं सारस्वतं परिस्फुरति श्री श्रेयस्करो भवतु ।

## ૪ ચતુર્થ પીઠ (मन्त्रपीठम्)

ॐ इरिइरिकाली गिरिगिरिकाली पिरिपिरिकाली सिरिसिरिकाली हिरिहिरिकाली आयरिय आयरियकाली स्वाहा । इति सूरिमंत्र चतुर्थपीठे मंत्राक्षराणि ४९ साधकस्य श्रीगुरुभक्त्या सिद्धिर्भवतु ।

## ૫. પંચમ પીઠ (मन्त्राधिराजपीठम्)

ॐ इरिमेरु किरिमेरु गिरिमेरु पिरिमेरु सिरिमेरु हिरिमेरु आयारिमेरु स्वाहा । अत्र मंत्राक्षराणि त्रयस्त्रिंशत् (३३) पञ्चमपीठे एतस्य जापो लक्षमेकः साधकस्य श्रीरस्तु ।

કર્ણિકામાં ગણધરપ્રવર શ્રીગૌતમસ્વામી પ્રવચન મુદ્રાએ વિરાજે છે. તેની બન્ને બાજુ બે સાધુ ઓઘા સહિત ઉભા રહેલા જણાય છે.

પ્રથમ વલય બહાર હ્રીँકારના સાડાત્રણ વલયોથી સમગ્ર યંત્રને વેષ્ટિત કરવામાં આવ્યું છે. અને क्रौँકારથી નિરુદ્ધ કરવામાં આવ્યું છે.

છે. મંત્રરાજ રહસ્યમાં (શ્લોક ૩૭૧માં) અને તેને આધારે ગુજરાતી પરિચયમાં પૃ. ૩૨૨ માં सिरिकाली पिरिकाली એવો ક્રમ દર્શાવેલો છે. પરંતુ પૂર્વાપર તુલના કરતાં મંત્રરાજરહસ્યમાં કંઈક અશુદ્ધ પાઠ હશે એવી સંભાવનાથી યંત્રમાં આ મંત્રપાઠ અમે पिरिकाली सिरिकाली એમ સુધારીને આપેલો છે.

૧૦. સૂરિમંત્રના આમ્નાયોના દશમા પ્રકારનું આ યંત્ર છે. આનો ગુજરાતી પરિચય પૃ. ૩૨૪-૩૨૮માં છે. મંત્રરાજરહસ્યમાં આનું વર્ણન શ્લોક ૩૮૦-૪૧૦માં તથા ૪૭૭-૪૮૦માં છે.

૧૧. સૂરિમંત્રના આમ્નાયોના અગીયારમા પ્રકારનું આ યંત્ર છે. આનો ગુજરાતી પરિચય પૃ. ૩૨૯-૩૩૧માં છે. મંત્રરાજરહસ્યમાં આનું વર્ણન શ્લોક ૪૮૬-૫૦૮ માં છે.

૧૨. આ યંત્ર મંત્રરાજ રહસ્ય શ્લોક ૫૧૮–૫૩૧ તથા પૃ. ૨૧૧ની ટિપ્પણીનો આધાર લઈને તૈયાર કરવામાં આવ્યું છે. આનો ગુજરાતી પરિચય પૃ. ૩૩૩–૩૩૬માં છે. આ ગણધરવલયમંત્રનો નિર્દેશ કરતાં, यन्त्रान्ते वलयः क्वचिद् दृष्टः એટલું જ મંત્રરાજરહસ્યમાં (શ્લોક ૫૧૮) જણાવ્યું છે 'યંત્ર ને અંતે વલયાકારે આ મંત્ર કવચિત્ જોવામાં આવે છે' એટલું જ તેમાં કહ્યું છે. પૃ. ૨૧૧ની ટિપ્પણીમાં પણ बाह्यवलये लेख्यः पूजनीयश्च 'બાહ્યવલયમાં આ મંત્ર લખવો અને તેની પૂજા કરવી એમ જણાવ્યું છે. પરંતુ ક્યા યંત્રને જે અંતે બાહ્યવલયમાં લખવો એનો કોઈ સ્પષ્ટ નિર્દેશ નથી. તેથી સમીપમાં ૧૦મા યંત્રમાં જે સૂરિમંત્રનું વર્ણન આવેલું છે તે સૂરિમંત્રને અંતે બહારના વલયમાં આ ગણધરવલયમંત્રને માત્ર અમારી કલ્પનાથી ઉમેરીને આ યંત્ર તૈયાર કરવામાં આવ્યું છે.

૧૩. સૂરિમંત્રના આમ્નાયોના તેરમા પ્રકારનું આ યંત્ર છે. આનો ગુજરાતી પરિચય પૃ. ૩૩૭-૩૩૯માં છે. મંત્રરાજ રહસ્યમાં આનું વર્ણન શ્લોક ૬૦૮-૬૧૫ માં છે.

૧૪. આનું વર્ણન સૂરિમંત્રકલ્પસમુચ્ચયમાં શ્રી મેરૂતુંગસૂરિવિરચિત સૂરિમુખ્યમંત્રકલ્પમાં પૃ. ૧૪૮–૧૫૭ માં છે. આનો ગુજરાતી પરિચય પૃ. ૩૪૮–૩૫૨ માં છે.

૧૫. આનું વર્ણન સૂરિમંત્રકલ્પસમુચ્ચય પૃ. ૨૫૦-૨૫૧ માં છે.

૧૬. આનું વર્ણન સૂરિમંત્રકલ્પસમુચ્ચય પૃ. ૨૫૧ માં છે. पञ्चनमस्कारस्य चक्र विधानं व्याख्यास्यामः આ ઉલ્લેખને આધારે આ યંત્રનું पञ्चनमस्कारचक्र નામ જણાય છે.

★

# રાજશેખરસૂરિવિરચિત સૂરિમંત્રકલ્પ વિષે

## મહત્ત્વનો સુધારો

સૂરિમંત્રકલ્પસમુચ્ચયના બીજા ભાગમાં પ્રથમ પરિશિષ્ટ (પૃ. ૩૪૬) માં રાજશેખરસૂરિવિરચિત સૂરિમંત્રકલ્પ (પૃ. ૧૧૩-૧૩૧) ને આધારે મલધાર ગચ્છાનુસારી સૂરિમંત્રમાં પ્રથમ વિદ્યાપીઠમાં પદો કેવાં હશે તેની કલ્પના અમે રજુ કરી છે. આ વાત અમે પૃ. ૩૪૭ પંક્તિ ૪-૫ માં સ્પષ્ટ શબ્દોમાં જણાવી છે. પરંતુ આ છપાયા પછી અમને રાજશેખરસૂરિવિરચિત મંત્રામ્નાય મળ્યો છે. તેમાં પ્રથમ પીઠનાં કેટલાંક પદો જુદા સ્વરૂપનાં છે. જો કે પૃ. ૧૩૦ પંક્તિ ૧૩-૧૫માં જે જે પદોની અક્ષરસંખ્યા વર્ણવી છે તે તે પદોની અક્ષરસંખ્યા સંપૂર્ણ રીતે આ મંત્રામ્નાયમાં મળતી નથી, અને આ વાતનો ઉકેલ પણ સ્પષ્ટ સામગ્રીના અભાવે અમે કરી શકતા નથી, છતાં એકંદરે પ્રથમ પીઠમાં જે અક્ષરસંખ્યા પૃ. ૧૧૫ પંક્તિ ૧૫ માં વર્ણવી છે તે આ આમ્નાયમાં મળી રહે છે. અમે કલ્પીને જે પદો આપ્યાં છે, તેના કરતાં આ આમ્નાય ઉપાદેય છે.

અમને મળેલો રાજશેખરસૂરિસંમત મંત્રામ્નાય નીચે પ્રમાણે છે:

### ।श्रीमल्लधारि राजशेखरसूरि मंत्राम्नायः।

(१ विद्यापीठम्)

ॐ नमो जिणाणं
नमो ओहिजिणाणं
नमो परमोहिजिणाणं
नमो अणंतोहिजिणाणं
नमो अणंताणंतोहिजिणाणं
नमो सामन्नजिणाणं
नमो भवत्थकेवलीणं
नमो अभवत्थकेवलीणं
नमो उग्गतवाणं
नमो चउदसपुव्वीणं
नमो दसपुव्वीणं
नमो एगारसंगीणं

जमियं पउंजामि सा मे विज्जा पसिज्जउ स्वाहा। वर्ण ११७

(२. महाविद्यापीठम्)

ॐ नमो भगवओ बाहुबलिस्स पण्हसमणस्स स्वाहा। वग्गु वग्गु निवग्गु निवग्गु सुमणे सोमणसे महुमहुरे स्वाहा। वर्ण ४४

(३. मन्त्रपीठम्)

ॐ किरिकिरिकाली, पिरिपिरिकाली, सिरिसिरिकाली, हिरिहिरिकाली, महाकाली स्वाहा। वर्ण ३१

(४. उपविद्यापीठम्)

ॐ किरियाए पिरियाए सिरियाए हिरियाए इरियाए स्वाहा। वर्ण २३

(५. मन्त्रराजपीठम्)

ॐ किरिमेरु पिरिमेरु सिरिमेरु हिरिमेरु आयरियमेरु स्वाहा।* वर्ण २५

सर्ववर्ण २४०

---

* ઉપર્યુક્ત મંત્રામ્નાય નીચે દર્શાવેલા ત્રણ આચાર્ય ભગવંતોના સમુદાયો સ્વીકારે છે.

૧. આચાર્ય શ્રી વિજયસિદ્ધિસૂરિ (શ્રી બાપજી મહારાજ)

૨. આચાર્ય શ્રી વિજયપ્રેમસૂરિ

૩. આચાર્ય શ્રી વિજયકનકસૂરિ (વાગડવાળા)

ઉપર દર્શાવેલ મંત્રામ્નાય જે ત્રણ સમુદાયે સ્વીકારેલ છે તેમાં વિદ્યાપદ ને મંત્રના પાઠના ઉલ્લેખ ઉપરથી જણાય છે કે પ્રથમ ચાર પીઠના અધિદેવતાનો ક્રમ આ પ્રમાણે રખાયો છે:–

(૧) સરસ્વતી (૨) ત્રિભુવનસ્વામિની (૩) યક્ષરાજ ગણિપિટક અને (૪) શ્રીદેવી.

પરંતુ સકલ આમ્નાયો એ શ્રી મુનિસુંદરસૂરિરચિત–સંતિકરં સ્તોત્રમાં સૂરિમંત્રના ચાર પીઠના અધિદેવતાનો જે ક્રમ સ્વીકાર્યો છે તે આ પ્રમાણે છે:–

વાણી[૧]–તિહુઅણસામિણિ[૨]–સિરિદેવી[૩]–જક્ખરાયગણિપિડગા[૪]।

.......................................॥૪॥

શ્રીદેવી અને ગણિપિટકની બાબતમાં વ્યુત્ક્રમ આવો શા માટે છે, તે સમજાતું નથી.

–પ્રકાશક